વન્દે માતરમ્.

# દેશભક્ત બાબુ મોતીલાલ ઘોષ

I 1123 નું 13-3-79

# આદર્શ જીવનચરિત્ર.

લેખક તથા પ્રગટ કર્તા—

ડાહ્યાભાઇ ઘેલાભાઇ ચપટવાળા,

ભૂલેશ્વર, બીજો ભોઈવાડો,

મુંબઇ ૨.

આવૃત્તિ પહેલી] ઇ. સ. ૧૯૨૩ [પ્રત ૨૦૦૦

સુરત, ખપાટિયા ચકલા પર આવેલા "જૈન વિજય"

પ્રી. પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું.

કીંમત રૂ. ૦-૪-૦

# અમારો દેશ.



સૃષ્ટિ તણું ગૌરવ કહો, તો દેશ હિંદુસ્તાન છે,
રસકસ વિવિધ સાહીત્યમાં, આ દેશ ઉત્તમ સ્થાન છે,
જે દેશ માટે જગત માંહી, સર્વને અભિમાન છે,
તે દેશ હિંદુસ્તાન, હિંદુસ્તાન હિંદુસ્તાન છે.
દેવના પણ દેવની, વિહાર ભૂમી આજ છે,
મહારાજના મહારાજ ઉત્પન્ન, જ્યાં થયાં મહારાજ છે.
અખીલ જગમાં વેદ માટે, સર્વને અભિમાન છે,
ઉત્પત્તિનું સ્થાન છે, તે દેશ હિંદુસ્તાન છે.

# નિવેદન.



દેશભક્ત મોતી બાબુના જીવનને પુસ્તકના આકારમાં રજુ કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું, તે સમયે, વાંચકવૃંદે મારાં લખેલાં પ્રથમ પુસ્તક ' કરાંચીના મૂકદમાને ' સપ્રેમ આદર આપ્યો છે, તેમનો મારે ઉપકાર માનવો જોઇએ. મારાં લખેલાં કરાંચીના મૂકદમાંની વાંચકવર્ગ તરફથી થયલી કદરેજ મને આ પ્રયાસ કરાવ્યો છે.

અભ્યાસની ખામી, અવકાશનો અભાવ, લેખનકળાનું અજ્ઞાન, અને જીવનના વિવિધ સંયોગો વચ્ચે કામ કરી કદરદાન વાંચકો સમક્ષ રજુ કરૂં છું.

પ્રુફો સુધારવાનું કાર્ય મારાં સ્નેહીમિત્ર અને ' દેશીમિત્ર ' પત્રના રીપોર્ટર ભાઇ ખંડુભાઇ નાગરજી મહેતાએ કર્યું છે તેને માટે તેમનો આભારી છું.

ગુજરાતના એક સાક્ષર, અને મારાં મુરબ્બી, નગીનદાસ મંછારામે આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા કૃપાશહે કબુલ્યું હતું. તે મુજબ એ સુજ્ઞ લેખકને હાથે આ પુસ્તકની પ્રસ્તાવના લખાઇ છે. જો તેમના ઉત્સાહભર્યાં વચનો ન સાંભળ્યાં હોત તો આ જીવન-ચરિત્ર કદાચ મારાથી ન લખાત, માટે તેમનો ઉપકાર માનું છું.

મજકુર જીવનચરિત્ર લખવામાં મારાં વ્હાલાં હૃદયાનંદ, જગત જગનાથદાસ કાશીવાળા બી૦ એસ૦ સી૦ ( નેશનલ કોલેજ, મુંબઇ ) એ મને મદદ આપી છે, તેમનો પણ હું અત્યંત આભારી છું.

પરંતુ આ સઘળું તો વિશેષ કોને આભારી છે ? મારાં પરમ-સ્નેહી મિત્ર, અને દેશીમિત્ર પત્રના મેનેજર, તથા પ્રેસના માલીક ભાઈશ્રી મગનલાલ વનમાળીદાસનેજ. જો તેઓએ મારો ' કરાંચીનો મૂકદમો ' છાપી બ્હાર ન પાડયો હોત; તો હું મારી જીંદગીભરમાં સાહિત્યની સેવા કદાપી કરત કે નહિ તે શંકાસ્પદજ હતું. સાંહિત્યક્ષેત્રમાં મારાથી જે જે સેવાઓ થઇ છે, થાય છે, અને થશે, તેનું સર્વ : માન ભાઇ મગનભાઇનેજ રહેશે. તેઓના તેમજ 'દેશીમિત્ર'ના' તંત્રી ભાઈશ્રી હરિલાલ મગનલાલનો તો હું રૂણીજ છું.

બીજો ભોઇવાડો, ભુલેશ્વર,
મુંબઇ
તા૦ ૩–૧–૨૩

લી૦
ડાહ્યાભાઇ પેલાભાઈ
ચપટવાળા.



# અર્પણ-પત્રિકા.

તિર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રી !

આપે મારી કેળવણી માટે રાખેલી કાળજી, મને સુસંસ્કારી બનાવવા માટે લીધેલી અત્યંત મહેનત અને આપના અનેક વાત્સલ્ય ભર્યાં ઉપકારો માટે હું આપનો જન્મેજન્મનો ઋણી છું.

પૂજ્ય પિતાશ્રી ? આપના અસંખ્ય મહદુપકારો અને વાત્સલ્યતાના શા ગુણ ગાઉં ? પિતાના વાત્સલ્ય પ્રેમના યશોગાન કોણ ગાઇ શક્યું છે કે હું ગાઇ શકું ? આપના ઉપદેશના પાલનમાંજ હું મારાં જીવનની સફલતા સમજી રહ્યો છું. પરમ કૃપાળુ પરમાત્મા તે પાળવા અને નિભાવવાનું બળ મને આપે, અને આપનો શુભ આર્શીવાદ મને પ્રાપ્ત થાય એવી મહદ્ આશા સહીત આ પુસ્તક આપના પવિત્ર :ચર્ણારવિંદમાં અર્પણ કરૂં છું તે સ્વીકારશો.

લી. આપનો આજ્ઞાધારક–

પુત્ર ડાહ્યાભાઇ.

# પ્રસ્તાવના.

જીવનચરિત્રો તો અનેક પ્રકારના નરનારીઓનાં લખાય છે, પરંતુ મહાપુરૂષોનાં, નરવીરોનાં, પ્રજાપ્રિય રત્નોનાં, અને વિજયી વીરલાઓનાં જીવનચરિત્રો લખવામાંજ જનસમાજમાં સાર્થક સમજાય છે, અને તેથીજ એવાં અલૌકિક જીવનચરિત્રો વાંચવાને, પણ વાંચકવૃંદ પોતાનાં અહોભાગ્ય સમજે છે.

કલકત્તાના કીર્તિવંત “ અમ્રિતબજાર પત્રિકાના ” બાહોશ, હિંમતવાન, શૂરવીર, સ્વતંત્રતાવાદી અને આખા હિંદમાં એટલુંજ નહિ પણ દુનીયાના વિધવિધ દેશોમાં તથા ખંડોમાં, ખુમારવંતા લેખક તરીકેની નામના પ્રાપ્ત કરનાર, ભાગ્યવંતા, ભડવીર, તંત્રી તથા વ્યવસ્થાપક દેશબંધુ બાબુ મોતીલાલ ઘોષનો સ્વર્ગવાસ થતાંજ, આ પુસ્તકના લેખકનું હૃદય તેમનાં જેવાં પ્રશસ્ય પુરૂષનું જીવનચરિત્ર પુસ્તકરૂપે પ્રગટ કરવાને તલપી રહ્યું હતું, અને તે તલપ ત્વરિત નહિ તોપણ ટુંક સમયમાં પાર પાડવાને લેખક પોતાને ભાગ્યશાળી સમજે છે.

૭૭ વર્ષનાં વયોવૃદ્ધ અને વળી એક જાહેર જશવંત પુરૂષનું સંપૂર્ણ વૃત્તાંત લખતાં તો પારજ ન આવે, તેમ છતાં એક મોટું પુસ્તક તો લખીજ શકાય, પરંતુ તેને માટે દિવસોના દિવસો જોઇએ તેમજ તેવા વિશાળ પુસ્તકની મોટી કીંમત ખર્ચવાને સાધારણ માણસોને સહજ આંચકો પણ ખાવો પડે, માટે આ પુસ્તકમાં તે સ્વર્ગવાસી વીરલાનું જીવનચરિત્ર માત્ર સાર રૂપેજ ચિત્રાયું છે, માટે વાંચકવૃંદ તરફથી આ પુસ્તકનો યોગ્ય ઉપયોગ થવાની ઉમેદ છે. વળી આ પુસ્તક દરેક સ્વદેશાભિમાની હિંદીને પ્રિયકર થશે. આશા છે કે પોતાના એક મહાન નેતાનાજ જીવનચરિત્રના આ પુસ્તકને વહાલથી વધાવી લેવાને જીજ્ઞાસુ જનો ચૂકશે નહિ.

લી. પ્રજાનો દાસ—
નગીનદાસ મંછારામ, તંત્રી “ગડગડાટ”



**શ્રી. મોતીલાલ ઘોષ,** સંપાદક-અમૃતબજાર પત્રિકા.

| જન્મ | અવસાન |
| --- | --- |
| નવેંબર ૧૮૪૭ | ૫ સપટેંબર ૧૯૨૨. |

જોશી આર્ટ પ્રીંટીંગ વર્કસ, બજારગેટ, મુંબઇ.

વંદે માતરમ

# દેશભક્ત બાબૂ મોતીલાલ ઘોષ

નું

# આદર્શ ચરિત્ર.

## મોતી બાબૂનો જન્મકાળ.

જ્યારે સમસ્ત ભારત અંગ્રેજી શહેનશાહતે પાથરેલી માયાને વશ બની ગયું હતું ત્યારે તે માયાના પાશથી છુટો સ્વતંત્ર એક આત્મા હિંદુસ્થાનમાં વિહરી રહ્યો હતો. પરદેશી સંસ્કૃતી, પરદેશી રીત રીવાજ, વિદેશી વિચાર શ્રેણી અને વિદેશી સામ્રાજ્યનું જ્યારે આખું હિંદ પરાધીન બની રહ્યું હતું, ત્યારે એક આઝાદ આત્મા ભારતના બંગ દેશમાં હતો, કે જે એ સર્વનો તથ્યાંશ સમજી શક્યો હતો અને હિંદીઓના આંખના પડળો ખોલવા મથી રહ્યો હતો.

અરજીઓ અને મેહેરબાનીઓમાં તે માનતો ન્હોતો. તેનું માનવું હતું કે હિંદ હિંદીઓનુંજ હોવું જોઇએ, હિંદીઓજ તેના વહીવટદાર અને માલીક હોઇ શકે. હિંદની

આઝાદી હિંદીઓ પોતાના ભુજબળેજ કમાય, પોતાના આત્મબળેજ પ્રાપ્ત કરે.

મોતીલાલ, એ અત્યારના નવીન યુગના વિધાતા હતા. નવીન ભાવનાના પિતા હતા. અત્યારની ઉજ્વળતામાં જે પ્રકાશ સામાન્ય લાગે છે, તે પ્રકાશમાં દશકાઓ પહેલાંના ઘોર અંધકારમાં એટલીજ ઉત્કટતાથી દેશ અને દેશ-વાસીઓને સત્યમાર્ગે દોરવા તે મથી રહ્યા હતા.

મોતીબાબુનો જન્મ બંગાળાના જેસોર ગામથી દશ માઇલ દૂર આવેલાં અમૃત બજાર નામક ગામમાં સંવત ૧૯૦૧ ના કારતક શુદ ૧૨ તા. ૨૮ અકટોબર ૧૮૪૫ માં થયો હતો. તેમની માતાનું નામ અમૃત હતું. તેમની કેળવણી અને યુવાવસ્થા સંબંધે બહુજ થોડું જણાયું છે. તે સમાજથી અલગ રહેતાં, અને પોતાને કે પોતાનાં કાર્યોને બહાર લાવવાનું તેમનામાં વલણજ નહતું, એટલે તેમનાં પ્રાથમીક જીવનનો ભાગ બહુધા અજાણ્યુ રહ્યો છે. બાબુ મોતીલાલ ઘોષ બ્રાહ્મણ કૂળમાં જન્મ્યાં હતાં. મોતીબાબુ અને તેમના જ્યેષ્ઠભ્રાતા શીશીરકુમાર ઘોષને શરૂઆતની કેળવણી ઉંચ સંસ્કૃતીવાળાં તેમનાં પુજય માતુશ્રી અમૃત-મયીએ આપી હતી. બંને ભાઇઓ પોતાની પૂજ્ય જનેતા તરફ અતિપૂજ્ય અને માનની દૃષ્ટિ રાખતાં હતાં. પોતાની શરૂઆતની કેળવણી તેમજ તાલીમ માટે એ પૂજ્ય

માતાના કરજદાર હોવાનું મગરૂરીથી સ્વીકારતા. મોતીલાલ ઘોષના માતાએ પોતાના પુત્રોમાં સ્વદેશભક્તિની ભાવના જાગૃત થાય; તે માટે ઘણી કાળજી રાખી હતી. આવાં દેશમાતાના હાથ નીચે ઊછેરાતાં શીશીરકુમાર ઘોષ અને મોતીલાલ ઘોષ પોતાના દેશના ભવિષ્ય માટેના દૃઢ વિચારો, દેશબંધુઓનું ભાગ્ય સુધારવાના ઠરાવ સાથે મોટાં થયાં હતાં. તેઓનાં જીવનમાં એક કાર્ય વખણાઇ ગયું હતું કે તેઓ પોતાના માતુશ્રીના આશીર્વાદથી તે પવીત્ર થયાં હતા.

* * * *

## 'પત્રીકાની' શરૂઆત.

મહાન આત્માઓ ઉન્નતીને જે શીખરે પહોંચ્યાં હતાં, તે કાંઇ અકસ્માતીક બનાવ ન હતો. જે વખતે તેમનાં મિત્રો રાત્રીની મીઠી નિંદ્રામાં ઘોરતાં તે વખતે તેઓ, જે બોજાઓ, આપણે આપણા ખભા ઉપર આંખો મીંચીને ઉપાડયાં હતાં, તે દૂર કરવાને જાગૃત રહી સખ્ત મહેનત કરતા હતાં

થોમ્સ. એ. કીપીઓ.

શરૂઆતમાંજ શીશીર, તેમજ, મોતી બાબૂને લાગ્યું કે રાજદ્વારી ક્ષેત્રમાં કંઈ સંગીન કાર્ય કરવાનો સર્વોત્તમ માર્ગ છાપખાનું રાખવું અને વર્તમાનપત્ર પ્રગટ કરવું એ છે. તેઓનો પ્રથમ ઉદ્દેશ, વિદેશીઓના પગ નીચે કચરાતા,

પોતાના દેશબંધુઓની લાગણીઓ નિર્ભયતાથી, અને કોઇનો પણ પક્ષ કર્યા સિવાય રજુ કરે એવું સાધન ઊભું કરવાનો હતો; આ ઉદ્દેશથીજ એ ભાઇઓએ 'પત્રીકા' શરૂ કરી અને પોતાના માતુશ્રી અમૃતમયીની યાદમાં તેનું નામ 'અમૃત બજાર પત્રીકા' રાખ્યું. 'પત્રીકા' બહુજ નાના પાયા પર શરૂ થઇ. ઇ. સ. ૧૮૬૪ની સાલમાં, પોતાની જન્મ ભૂમીમાં લાકડાના છાપવાના યંત્ર, અને થોડાક જુના ટાઇપો વડે 'પત્રીકા' બંગાલી ભાષામાં સાપ્તાહીક પત્ર તરીકે નીકળવાં માંડયું. 'પત્રીકા' માટે જરૂરીતી વસ્તુઓ તરીકે, શાહી પણ તેઓએ પોતેજ બનાવી, કંપોઝ પણ પોતેજ કરતાં, ફારમ પણ પોતેજ કાઢવાં બેસતાં, ટુંકાણમાં દરેક કામ મોતી બાબુ પોતેજ કરતાં હતાં, તે અરસામાં એક અઠવાડીક પત્રની જરૂરીઆત પણ હતી, અને પત્રીકાનું લખાણ બહુધા રમુજી હોવાથી ઘણા થોડાં સમયમાં 'પત્રીકા' ના પાંચશો ગ્રાહકો થઇ ગયાં. 'પત્રીકા' માં આવતાં તીખાં મરચાં જેવાં લખાણો, નિર્ભય નીતિએ બંગાળાના સત્તાવાળાઓને શરૂઆતમાં ગભરાવી નાંખ્યાં, અને તે વખતના ચોકસ લખાણોથી લોકલ ઓફીસરોએ તેને કાયદાની ચુંગાલમાં સપડાવવાને રસ્તાઓ શોધવા માંડયા અને જન્મ થયાં બાદ ચારજ માસમાં 'પત્રીકા' ની ઉપર કાયદાની તીક્ષણ તલવાર

પડી, અને તે ગરદનમાંથીજ ઝલાયું. એક અંગ્રેજ ડેપ્યુટી મેજીસ્ટ્રેટે 'પત્રીકા' માં આવેલાં ચોક્કસ લખાણો માટે ફોજદારી કાયદાની રાહે તેમના ઉપર કોર્ટમાં કામ ચલાવ્યું. અને આઠ માસની સતત્ મહેનત, અને પૈસાનો મોટો ભોગ આપીને, શીશીર તેમજ મોતીબાબુ કસોટીમાંથી સૂવર્ણ માફક તરી આવ્યાં. અત્રે તેઓની છાતી ખુલી ગઇ અને બંગાળામાં વીર પત્રકારની પદવીને પામ્યા. ખાસ કરીને દેશી ભાષામાં નીકળતા છાપાના કાયદાના અમલથી તેની પ્રવૃત્તિઓ ઉપર ભારે અંકુશ પડયો, અને બંને ભાઇઓએ વિચાર્યું કે પેપરને અંગ્રેજી કરી નાંખીએ તો વધારે સારૂં. અને પોતાનો ઉદ્દેશ જલદી પાર પાડે, કારણકે હિંદી લાગણી વધારે છુટથી તેમાં દર્શાવી શકાય અને વહેલા કાયદાની ચુંગાલમાં ન અવાય. મોતીબાબુ, દ્રઢ ઇચ્છા સાથે કામ કરવા બેઠાં, અને એકજ રાતમાં દેશી ભાષાની પત્રીકાને અંગ્રેજીમાં ફેરવી નાંખવાનું અસંભવિત કાર્ય સંભવિત બનાવ્યું; રૂપાંતર સંપૂર્ણ હતું. અને પ્રભાતમાં 'પત્રીકા'ના વાંચકો સાનંદાશ્ચાર્ય પામ્યાં. આ બનાવથી મોતી બાબુની તેના ઉદ્દેશની આતુરતા માટે સહજે સમજાઇ આવે છે.

* * * *

## કલકત્તામાં શરૂઆત.

ઇ. સ. ૧૮૭૨ ની સાલમાં બંને ભાઇઓએ વિચાર્યું કે આપણે કલકત્તા જઈએ તો વધારે સારૂં, કે મોટાં શહેરમાં, અતિ મહત્વની બાબત પર છુટથી ચર્ચા થઇ શકે; આ ઉપરથી તેઓ ૧૮૭૨ નાં ફેબ્રુઆરી માસમાં કલકત્તા આવ્યાં, અને ત્યાં આગળ 'અમૃત બજાર પત્રીકા' અંગ્રેજી, અને બંગાળી બંન્ને ભાષામાં કાઢવા માંડયું. કલકત્તામાં ખાસ કરીને પોતાનાં દેશબંધુઓના દુઃખોની ફરીઆદ પોતાના પત્ર મારફતે બહાર લાવવા માંડી. સત્તાવાળાના ભયથી દુઃખીઓનો આર્તનાદ બહાર નો'તો પડતો, તે નિર્ભયપણે પોતે બહાર પાડવા માંડયો, અને આ ઉપરથી આખા બંગાળામાં થોડાજ સમયમાં આગેવાન પત્ર ગણાવા લાગ્યું.

'અમૃત બજાર પત્રીકા' ને બીજાં થોડાં પત્રોએ પોતાની નિર્ભય નીતિથી સરકારની ઇતરાજી વ્હોરી લીધી, અને આ પત્રો સરકારને કંટક સમાન ખૂંચવા લાગ્યા. અને સત્તાવાલાઓએ તેઓને માટે ખાસ કાયદો ઘડવાનો ઠરાવ કર્યો. અને આજ સમયે લોર્ડ લીટનનો વર્નાકયુલ્યર પ્રેસ એકટ ખાસ કરીને 'પત્રીકા' ને જડ મૂળથી ઉખેડી નાંખવા માટેજ ઘડાયો પરંતુ મનુષ્ય ધારે છે શું અને પ્રભુ કરે છે શું તે સુત્રને આધારે 'પત્રીકા' ઘણીજ સરસ રીતે

તેમાંથી છટકી ગયું, અને એક ચુનંદા પત્ર તરીકે પોતાનો રેકાર્ડ નોંધાવ્યો પરંતુ 'પત્રીકા' આટલાજ કષ્ટથી પરવારે એમ ન હતું. ઇ. સ. ૧૮૭૭ માં બંગાળાનાં લેફટેન્ટ ગર્વનર તરીકે સર એસ્લી એડન, નીમાયાં અને આવતા વેંતજ તે મહાશય 'પત્રીકા' જેવાં સ્વતંત્ર પત્રની તીક્ષણ કટારો જોઇને ગભરાયા.

જ્યારે ગર્વનરે શીશીરકુમારને 'પત્રીકા' ને નોકરશાહીનું વાજીંત્ર થવા માટે આવાહન કર્યું, ત્યારે તે સ્વતંત્ર વિચારના વીર શીશીરકુમારે તરતજ ગર્વનર મહાશયને ચોકખા શબ્દોમાં હિંમતથી જણાવી દીધું કે, નહિ, તેમ કદી પણ થશે નહિ. આખા બેંગોલમાં પ્રજાપક્ષનો અવાજ રજુ કરનારૂં એક પણ પત્ર હોવુંજ જોઇએ. જ્યારે લોકમાન્ય તીલકના કેટલાંક ભાષણો ' A step in the steamer ' નામની ચોપડીમાં છપાયાં ત્યારે ગર્વનર અને શીશીરબાબુ વચ્ચે ચાલેલ તકરારનો કેટલોક અગત્યનો ભાગ પ્રસ્તાવનામાં લખ્યો છે, જેનો એક ભાગ નીચે પ્રમાણે છેઃ–

સર એસ્લી એડને બંગાળમાં લોખંડી પંજા વડે પોતાનો રાજ્ય કારભાર ચલાવવા નિશ્ચય કર્યો, અને ઓટોક્રેટીક રાજ્ય ચલાવવામાં, 'પત્રીકા' તેને કંટક સમાન ખુંચવા લાગ્યું.

તેથી તે નામદારે શીશીરકુમારને નમ્રતાપણે ધમકીના

રૂપમાં ચેતવણી આપી, જીતીલેવા પ્રયાસ કર્યો. આજ પ્રમાણે તેણે 'હિંદુ પ્રેટીઅટ'ના તંત્રી બાબુ ક્રીસ્ટોદાસ પાલને પોતાની જાળમાં ફસાવી દીધો હતો. ત્યાર બાદ શીશીરકુમારને બોલાવી સત્કાર્યો અને નીચે પ્રમાણે ઠંડે કલેજે વાત કરવા માંડી:—

"હું, તમે અને ક્રિસ્ટોદાસ, ત્રણ જણા મળી આખા પ્રાંત ઉપર રાજ્ય ચલાવી શકીશું. ક્રીસ્ટોદાસે મારી સલાહ અનુસાર તેમનું પત્ર કાઢવા કબુલ્યું છે અને 'હિંદુ પ્રેટીઅટમાં' જેમ હું લેખો લખું છું તેમ તમારે પણ કરવું. જો તમે સરકારની ટીકા કરનારો કોઇ લેખ લખો, તો તેમ કરતાં પહેલાં તેની હસ્ત લિખીત કોપી મને બતાવવી અને તેના બદલામાં સરકાર તમારા પત્રની નકલો ખપાવવામાં ઘણી મદદ કરશે.

તમારી, અને ક્રીસ્ટોદાસની સલાહ હું બંગાળાનો રાજકારભાર ચલાવવામાં લઈશ."

બાબુ શીશીરકુમાર મુઝાયાં, પોતાની ગરીબ કંગાળ હાલત, કલકત્તામાં બરાબર સામાજીક સ્થાન નહિ અને પોતાના આવા સમયમાં બંગાળાના હાકેમે આવી ભારે લાલચ આપવા કહ્યું. આવા સંજોગોમાં જો બીજો કોઇ શખસ હોત તો જાળમાં ફસાઇ ગયો હોત, પરંતુ શીશીરકુમારનું લોહી કોઇ જુદુંજ હતું. તેમણે આ લાલચોને ઠોકરે ઉડાવી, અને

પોતાના તરફના આવા અતિ ઉંચ માન માટે તેમણે બંગાળાના હાકેમનો ઉપકાર માન્યો, અને આસ્તે રહીને કહી દીધું કે "નામદાર, દેશમાં એક તો પ્રમાણીક પત્રકાર રહેવોજ જોઇએ."

સાહેબનો મિજાજ ગયો, ચોઘડીઉ પલટાઇ ગયું. મી. એશ્લીના ક્રોધની હદ આવી. તેણે શીશીરકુમારને તીખાં શબ્દોમાં કહ્યું કે તમને જરા પણ ભાન નથી કે તમે કોની સાથે વાત કરો છો? પ્રાંતના એક સ્વતંત્ર ગર્વનર તરીકે, તમારાં પત્રનાં દેશદ્રોહી લેખો માટે હું તમારી બરાબર ખબર લઈશ, હું તમને વગર ભાડાની કોટડીમાં હવા ખાવા મોકલું એમ છું, અને જેસોર કે જ્યાંથી તમે ૭ માસ પહેલાંજ અત્રે આવ્યાં છો, ત્યાં તમારા બીસ્ટરા બંધાવી પાછા રવાને કરી દઇશ. ખરેખર આ ધમકી નકામી નીવડી નહિ. દેશી ભાષામાં નીકળતા પત્રોને કચડી નાંખનારો 'પ્રેસ એકટ' ની શરૂઆત અત્રેથીજ થઇ. તરતજ તેણે લોર્ડ લીટનને ધારાસભાની પ્રથમ બેઠકમાંજ 'પ્રેસ એકટ' પાસ કરાવવા ઉશ્કેર્યો. તેનો મૂળ હેતુજ 'અમૃત બજાર પત્રીકા' ને કચડી નાંખવાનો હતો, આ સમયે 'પત્રીકા' દેશી અને અંગ્રેજી એમ બે ભાષામાં નીકળતું હતું, અને આ કાયદો, તેને લાગુ પડતો હતો, પણ મોતી બાબુ અને શીશીરકુમાર કલકત્તાના ગંવ-

નસ્થી કંઈ ગાંજ્યા જાય એવા તો ન હતા. તેમણે પોતાનું પેપર, દેશીમાંથી અંગ્રેજીમાં ફેરવી નાંખ્યું; કારણ કે અંગ્રેજી પેપરોને લોર્ડ લીટનનો કાયદો લાગુ પડતો ન હતો. એસ્લી એડન ક્રોધી છતાં પણ ભોળો હોવો જોઈએ. તેના પેટમાં વાત ન રહી. તે તેના મિત્રોની સમક્ષ શેખી કરતાં બોલ્યો કે જો 'પત્રીકા'ને અંગ્રેજીમાં ફેરવતે નહિં તો, હું એને એકજ અઠવાડીઆમાં કચડી નાંખતે. આ બનાવનો હેવાલ કરાંચીના 'ફીઓનીક્સ' પત્રમાં ૧૮૮૯ માં નીચે મુજબ પ્રગટ થયો છે.—

"બંગાળાનો ગવર્નર એસ્લી એડન નવાબશાઈ ચલાવતો, અને ખાસ કરી 'પત્રીકા' સામે તેની કરડી નજર હતી, અને 'પત્રીકામાં આવતાં જુસ્સાદાર લેખો વાંચી તે બહાવરો બની જતો, અને તંત્રીને બોલાવી સખ્ત ઠપકો પણ આપ્યો હતો, અનેક પ્રકારની લાલચો આપી તંત્રીને પોતાની જાળમાં ફસાવવા તેણે અતિ શ્રમ કર્યો હતો, પરંતુ તેમાં જ્યારે ન ફાવ્યો ત્યારે તેણે તે પત્રને કચડી નાંખવા માટે, ધારાસભામાં દેશી ભાષામાં પ્રગટ થતાં પત્રોમાં આવતાં વાંધાં ભરેલા લેખો રજુ કર્યા, પરંતુ સદ્ભાગ્યે 'અમૃત બજાર પત્રીકા'નું એક પણ લખાણ વાંધાપડતું ન જણાયું. ધારવામાં આવે છે કે આ સમયે 'ફીઓનીક્સ'ના તંત્રી મી. એન. ગુપ્તા હોવા જોઇએ. તે સમયે 'પત્રીકા'

દર ગુરૂવારે પ્રભાતમાં પોતાના તેજસ્વી કિરણો પ્રસરાવતું, અને તે એંગ્લો બંગાળી ભાષામાં નીકળતું. ૧૮૭૮ની ૧૫ મી માર્ચે દરેક દૈનિક પત્રોમાં નીચેની સરકારી યાદી માલમ પડી:—

"દેશી ભાષામાં નીકળતાં દરેક પત્રો માટે સુપ્રીમ કાઉન્સીલમાં એક ખરડો રજુ કરવામાં આવશે, અને તે મજકુર દિવસેજ પસાર થશે." ખરેખર બીલ તેજ દિવસે પાસ થઈ ગયું. આ બીલ જ્યારે કાઉન્સીલમાં રજુ થયું ત્યારે મોતી બાબુએ ત્યાં હાજરી આપી હતી અને જોયું કે આ બીલ પાસ કરાવવામાં મી. એસ્લી એડનનોજ હાથ છે. મી. એસ્લીએ જણાવ્યું કે જો આ બીલ પાસ નહિ કરવામાં આવશે તો દેશી ભાષામાં નીકળતાં પત્રો સામ્રાજ્યનું સત્યાનાસ વાળી નાંખશે. કલકત્તામાં મી. એસ્લીએ શીશીરકુમારને જે દાટી આપી હતી તે સત્ય નીવડવાનો સમય આવી લાગ્યો. સમય બહુજ ટુંકો હતો. બીજે દિવસે તો ગુરૂવાર, આખું પેપર અંગ્રેજીમાં કાઢવું, એ અસંભવિત હતું, અંગ્રેજી ટાઈપો ખરીદવાને પાસે પૈસા પણ નહિ, છતાંએ બન્ને ભાઇઓ અંગ્રેજીમાંજ પેપર કાઢવાના નિશ્ચય પર આવ્યાં. દૈવની કૃપાએ એક મિત્ર તરફથી મદદ મળી-તેણે ટાઇપો, કેશો, અને કંપોઝીટરો વગેરે પ્રેસનો સઘળો સામાન મોતીબાબુને સોંપી દીધાં, અને કટાકટીના સમયે તેણે મોતીબાબુને મદદ કરી, મિત્રતાનું સાર્થક કર્યું,

અને બીજે દિવસે ગુરૂવારે પ્રભાતમાં છ છ અગ્ર લેખોથી ભરપુર ' પત્રીકા ' સંપૂર્ણ અંગ્રેજી ભાષામાં બહાર પડયું. આખું કલકત્તા શહેર દાંતમાં આંગળી પકડી રહ્યું, અને આશ્ચર્યચકિત થઇ ગયું અને બંગાળા નહિ પણ સમસ્ત હિંદ ' પત્રીકા ' ને એકાએક નવા લેબાસમાં જોઇ નવાઈ પામ્યું.

* * * *

## આદર્શ આચાર્ય.

મોતી બાબુ, જો બાહોશ પત્રકાર, અને પવિત્ર વ્યક્તિ થયાં હોય તો, તે કેળવણી તેમના જયેષ્ઠ બંધુ શીશીરકુમારનેજ આભારી છે. મી. બેનરજીએ કહ્યું છે કે, રાજારામ મોહન પછી જો કોઇ પણ મહાન વ્યક્તિ થઇ હોય તો તે શીશીર બાબુજ છે. શીશીરકુમારમાં મહાન ગુણો એ હતા કે તેઓ પોતાના નિશ્ચયોને કદી ડગમગાવતાં નહિ અને સંકટ સમયે પણ પોતાનો ટેક છોડતા નહિ. તેઓમાં એક બીજો ગુણ એ હતો કે, પત્રકારે કદી પણ જાહેરમાં આવવું નહિ, પછી ભલે તે કાર્યનો જન્મદાતા પોતે હોય. તેઓ હંમેશાં શાંતિમય જીવન ગાળતાં; સ્વભાવે, શાંત, સુશીળ અને ઘણાંજ નમ્ર હતાં, તેમણે ' ચૈતન્ય ' ઉપર છ પુસ્તકો લખ્યાં છે. તેમનું ' કાલચંદ્ર–ગીઆ ' કાવ્ય બંગાળીઓમાં બહુજ હોંસથી હજુ પણ વંચાય છે.

* * * *

શ્રી સુરતી    શ્રી ગુરૂ દેવ પ્રસન્ન    ઘી ભંડાર

વીસ વરસની જુની પ્રખ્યાત-

# સુરતી ઘીની દુકાન.

હમારી દુકાને સુરત જીલ્લાના ગામડાઓનું ચોકખા માખણનું તાજું ઘી હમારી જાતી દેખરેખથી મંગાવવામાં આવે છે. તેમજ પ્રખ્યાત સુરતી તુવરની દાલ, વલસાડી કોલમના ચોખા તથા સુરતી તેલ વીગેરે જથાબંધ તથા છુટક કીફાયત ભાવે આપવામાં આવે છે.

એક વખત પોષ્ટ કાર્ડ લખી સેમ્પલ મંગાવવા ખાસ વીનંતી છે.

બીજો ભોયવાડો ભુલેશ્વર,

મુંબઇ નં. ૨

## નિડર ઘોષણા.

૧૮૮૯માં પબ્લીક શરવીશ કમીશન બેઠું, તેમાં મોતી બાબુએ અગત્યની જુબાની આપી. ૧૮૮૧ના પોસ્ટઓફીસ મેન્યુઅલની ૭૩૨ મી કલમ પ્રમાણે, કોઈ પણ દેશી સિવાય બીજાને પોસ્ટ ખાતામાં નોકરી મળે નહિ. ઇ. સ. ૧૮૭૯માં સ્ટેટ સેક્રેટરી તરફથી હુકમ નીકળ્યો હતો કે ચોકસ સંજોગોમાં રૂ. ૨૦૦ ના ઉપરની જગ્યા હિંદુઓનેજ આપવી. હિંદ સરકારનું પોસ્ટખાતું એવું છે કે જેમાં કુમળા ગોરી ચામડીના અંગ્રેજોથી તેમાં કામ થઇ શકતું નહોતું. અંગ્રેજો સારી પેઠે જાણે છે કે હિંદીઓની મદદ સિવાય પોસ્ટ ખાતું નીભે એમ નથી. મોતી બાબુના સમયમાં પોસ્ટ ઓફીસના કાયદાને સરકારે અભરાઇએ ચઢાવ્યો હતો. પબ્લીક શરવીશ કમીશન મારફત મોતી બાબુએ સરકારનું લક્ષ ખેંચ્યું કે જે થોડું, હમારી પાસે હતું તે પણ લઇ લેવામાં આવ્યું છે. પોસ્ટ ખાતામાં વીદેશીઓની નોકરી વંશપરંપરાની થઇ ગઇ હતી. દરેક ખાતાઓમાં યુરોપીઅનો ઘુસી ગયાં હતાં. અને તેમાં પણ ઉપરી અધિકારીના કોઇ સાળા, તો બનેવી, તો છોકરા ને ભત્રિજાનેજ તે જગ્યા મળતી, જો કે પોસ્ટલ મેન્યુઅલની ૭૩૨ મી કલમ પ્રમાણે તેઓનો લેશ માત્ર પણ હક હતો નહિ. મોતી બાબુની નિડર ઘોષણાથી સરકારની આંખ ખુલી ગઇ. દેશમાં હાહા-

કાર વર્તી ગયો, અને ૫૦૦૦ માઇલ દૂર બેઠેલી પારલામેંટ સુધી મોતી બાબુનો તીક્ષણ અવાજ પહોંચ્યો. મી. બ્રેડલો નામના એક સભ્યે પારલામેંટમાં જોશભેર લડત ચલાવી, અને પરિણામે પોસ્ટ ખાતાના વડા અધિકારી મી. એફ. હોગને રાજીનામું આપવું પડયું.

*  *  *  *

## દ્વિતિય યુદ્ધ.

ભારતવર્ષમાં આવતા વિદેશી નોકરો તો જાણે એમજ સમજે છે કે ભારત એક ગુલામ દેશ છે અને તેને ચાહવું હશે તેમ આપણે ચગદી શકીશું. આપણાથીજ જાણે હિંદનું ભલું થવાનું છે, અને તમારૂં ભલું કરવાં માટેજ અમે અત્રે આવ્યાં છીએ, માટે હમારો કાયદો એજ ધર્મનું ફરમાન જાણી તમારે તેનો અમલ કરવો. ત્યાં આગળ જેની કોડીની પણ કિંમત ન હોય તે તો અહીંયા 'હમ ભી નવાબ ભરૂચકે.' જો ત્યાંજ વિદેશીઓનું પુરૂં થતું હોય, પેટ ભરાતું હોય તો કોઇ બાપનો બેટો અહીંઆ સુધી આવે એમ નથી. અત્રે આવી ગએલાં રાજકારભારીઓમાં ગણ્યા ગાંઠયાં સિવાય બધાંજ અપજશનો પોટલો લઇ વિદાય થયાં છે. આવા એક અધિકારી સર લીપેલ ગ્રાફીન હિંદી સરકાર તરફથી દેશી રાજ્યોનાં એજંટ તરીકે નિમાયાં હતાં. મી. ગ્રીફીન દેશી રાજકર્તાઓને ગુલામ સમ

ગણુતાં, અને હંમેશાં લોખંડી પંજાથી તેઓની ઉપર સત્તા ચલાવતાં. તે 'કીંગ મેકર' ના ઉપનામથી પણુ મશહુર થયાં હતાં, તેની સત્તાનું જોર એટલું તો હતું કે, નામદાર વાઇસરોય પણુ તેનાથી બ્હીતો. પોતાની આપખુદ સત્તાથી તેણે અફ્ગાનીસ્તાનંની ગાદી પર અબદુલ રહેમાનને અપ્રમાણીક રીતીએ બેસાડયો હતો. મધ્ય હિંદના કેટલાક દેશી રાજકર્તાઓ તેના ખપ્પરના ભોગ થઇપડયાં હતાં. દેશી રાજાઓ તેનાથી ધ્રુજતાં હતાં.

*   *   *   *

## બહાદુર બેગમ.

ઘણાં દેશી રાજાઓ તેના ગુલામ થઈ ગયાં હતાં પણુ ભોપાલની બેગમ સાહેબા કોઇ પણુ રીતે તેના સપાટામાં ન આવી, અને પોતાનું સ્વમાન જાળવવા તેનાથી અલગ રહી, કારણુ કે તેને સ્વતંત્ર કરતાં સ્વમાન વધારે વહાલું હતું. પોતાનું સ્વમાન અને સ્વતંત્રતા જાળવવાની કિંમત તેને અતિ કષ્ટો સહન કરી આપવી પડી હતી. સર લેપલ તેણીને વારંવાર ડગલે ને પગલે સતાવતો અને કોઇ પણુ દિવસ તેણીને જંપીને બેસવા ન દેતો, પરંતુ જ્યારે કોઈ પણુ રીતે બેગમ સાહેબ તેના સપાટામાં ન આવ્યાં ત્યારે તે મદાંધ અમલદારે તેણીના પતિનું તેણીની હાજરીમાંજ અપમાન કર્યું અને એટલાથી એ ન ધરાતાં તે

બંને દંપતી વચ્ચે છ માસનો વિયોગ કરાવ્યો, અને હજુપણ લોહી ચૂસવાનું બાકી રહ્યું હોય તેમ, તેઓના ઉપર બેવફાઇનો આરોપ મૂકી તેઓને રંગુન દેશપાર કર્યા.

વીર બેગમે, ઉપલું કથન યોગ્ય બંધુઓને પોતાના માણસ મારફત કહાવી તેમની મદદ માંગી, અને પોતાનો કેસ ' પત્રીકા 'માં રજુ કરવા કહાવ્યું, અને તેના બદલામાં પોતાની ત્રીજોરીમાંનું સઘળું દ્રવ્ય આપવા કહ્યું.

પોતાના દેશબંધુઓના સુખે સુખી, અને દુઃખે દુઃખી થનાર આ વીરબંધુઓ, પૈસાની લાલચને વશ થઇ કામ કરે એમ નહતું. તેમણે દ્રવ્યનો માન સાથે ઇનકાર કર્યો, પરંતુ જો કેશ ' પત્રીકા 'માં રજુ કરાવવો હોય તો સર લેપલના હસ્તલીખીત ઓફીશ્યલ ડોકયુમેંટની માંગણી કરી. બેગમ સાહેબા તરફથી સર લેપલના ડોકયુમેંટસ મોતી બાબુને સોંપવામાં આવ્યાં અને જુલમની કહાણીની શરૂઆત થઈ. બંને ભાઇઓની ગર્જના શરૂ થઈ, સામાહીક 'પત્રીકા' ની કટારો સર લેપલના આપખુદ જુલમના બ્યાનથી ઉભરાવા લાગી પણ હિંદી સરકારના બહેરાં કાનોપર તેનો અવાજ ન પહોંચ્યો પણ અઠવાડીયાના અઠવાડીયાં સુધી આ વીર બંધુઓએ બેગમ સાહેબા તરફથી, એક પાણુ પાઇની લાલચની આશા શિવાય લડત ચલાવી. દેશી અને અંગ્રેજી પેપરો પણ ' પત્રીકા 'ની સાથેજ લડા-

ઈમાં જોડાયા, ' ઈન્ડીયન ડેલીન્યુઝ ' અને સ્ટ્રેટમેંટ જેવા નોકરશાહીના વાજીંત્રો પણ ' પત્રીકા 'ના અવાજ સાથે જોડાયાં, આખરે, 'પત્રીકા' ની લડત ફળીભૂત થઇ, પાપ પ્રકાશ્યું. સત્તાના મદનો નિશો ઉતરી ગયો. પણ મીંઆં પડે, તો એ ટંગડી તો ઉંચીજ તે સુત્રાનુસાર લેપલ મહાશયે હિંદી સરકારને ' પત્રીકા ' ઉપર કેશ કરવાને લખ્યું. હિંદી સરકારે રોકડું પરખાવી દીધું કે દેશી રાજ્યો માટે

લખાણ કરવા બાબત હિંદી સરકારને ' પત્રીકા ' ઉપર કામ ચલાવવાની કંઇ જરૂર નથી, જો તમારે ' પત્રીકા ' ના લેખો સામે વિરોધ હોય તો આપ ભલે કામ ચલાવો, લેપલ સમજી ગયા કે જો હું ' પત્રીકા ' સામે કોઇપણ પગલું ભરીશ તો મૂરખોજ બનીશ, કારણકે પત્રીકાએ મારી બહાદુરીના કાર્યોની તારીફ શિવાય વિશેષ કંઈજ લખ્યું નથી. લેપલ મહાશય કોઇપણ રીતે ન ફાવ્યા, ત્યારે તેણે હિંદી સરકારને લખ્યું કે, ' પત્રીકા ' ઉપર

કામ ચલાવો, અગર તો, મારૂં રાજીનામું સ્વીકારો " નામદાર સરકાર પણ આ વિલક્ષણ વ્યક્તિથી કંટાળી ગઈ હતી; તેણે સર લેપલનું રાજીનામું મંજુર કરી ઉપાધિમાંથી મૂક્ત કીધાં, ભોપાળના બેગમ સાહેબા પુનઃ ગાદીપર આવ્યાં, અને આવતાં વેંતજ પોતાના રાજ્યમાંથી વિદેશી અધિકારીઓને રૂખસદ આપી દીધી તે હમેશાને માટેજ.

ભોપાળના બેગમ સાહેબાની માફક સર લેપલે રેવાની મહારાણીના એકના એક પુત્રને તેનાથી વિખુટો કરી બળાત્કારે તેને ડેલી રાજકુમાર કોલેજમાં મોકલાવી દીધો હતો. પુત્ર વિયોગે માતાએ અપવાસો કરવા માંડયા, નિત્યના અન્નશન ઉપવાસોએ મહારાણીના શરીરને ક્ષીણ કરી નાંખ્યું, તેણી મોતના દરવાજા પાસે પહોંચવા લાગી. મોતી બાબુને આ કથનની ખબર પડતાંજ તેમણે ' પત્રીકા 'માં આરટીકલો લખવાં માંડી, પુત્ર વિયોગે ઝૂરતી માતાનો આર્ત્તનાદ રજુ કર્યો. તે સમયના વાઇસરોય લોર્ડ ડફરીનના હાથમાં ' પત્રીકા 'ના લેખો આવ્યાં, અને તે નામદારે તરતજ મહારાણીનાં પુત્રને, ડેલી રાજકુમાર કોલેજમાંથી પોતાના એજંટ મારફત તેડાવી મોતના બીછાને પડેલી રાણીવાસે મોકલાવ્યો; અને મહારાણીનો પ્રાણ બચાવ્યો. સર લેપલ ગ્રીફીનના લોખંડી પંજામાં, તે સમયે ભોપાળ અને રેવાની માફક, ઇંદોર, ગ્વાલીયર, વગેરે બીજાં ઘણાં દેશી રાજ્યો ફસાયાં હતાં, તેમને 'પત્રીકા' એ મૂક્ત કર્યા.

વાંચકોએ લક્ષમાં રાખવું જોઇએ કે જો આ સમયે, લોર્ડ લેન્સડાઉન વાઇસરોય હોત તો પત્રીકા કદીપણ ફાવતે નહિ, અને ઐાર કોર્ટમાં ઘસડાવું પડતે.

મોતી બાબુએ દેશી રાજ્યોની ફરીયાદ રજુ કરતાં લાખો રૂપીયા પેદા કર્યા હોત, પરંતુ તેઓ સારી પેઠે સમજતાં

હતાં કે પત્રકારનો ધંધો પૈસો પેદા કરવાનો નહિ, પરંતુ ખરી બીનાઓ બહાર લાવી, દુ:ખીઓની વ્હારે ધાવાનોજ છે.

મોતી બાબુએ, એક સમય એક વાત, તેના મિત્ર અને બંગાળાના હાલના પ્રખ્યાત કવિ બાબુ ઉપેન્દ્રનાથ સેનને કહી હતી જે નીચે પ્રમાણે છે:—

તે સમયના હોલકરના મહારાણાને તેની જુની રાણી સાથે તકરાર થઇ હતી અને તેણે રાણીનું વર્ષાસન ઇ. સ. ૧૮૯૯ કે ૧૯૦૦ માં બંધ કર્યું. મહારાણીએ પોતાનો કેશ ‘ પત્રીકા ’માં રજુ કરવા માટે તેના માણસને એક સારી રકમ લઇને મોતી બાબુ પાસે મોકલ્યો. મોતી બાબુએ આવેલાં માણસને કહ્યું કે હું બે કારણોસર મહારાણાનો કેશ લઇ શકતો નથી.

૧ લું. બ્રિટિશ હિંદના હિંદીઓમાંથી તો હિંદી ખમીર નષ્ટજ થઇ ગયું છે પરંતુ જે કંઇ દેશી રાજ્યોમાં છે, તે તેની પ્રતીષ્ઠાની જાળવણી ખાતર તો રહેવુંજ જોઇએ, અને તે પ્રતિષ્ઠા જાળવવા માટે હું આ કેશમાં વચ્ચે પડતો નથી.

૨ જું. આ વિગ્રહ ધણી ધણીઆણી વચ્ચે છે, એટલે ઘર સંસારીક કજીયામાં મારે વચ્ચે પડવાની જરૂર નથી.

નિરાશ થયલો મહારાણીનો એજંટ ત્યાંથી બીજા પત્રકાર પાસે ગયો અને તે પત્રકારે આ કેશ હાથમાં લીધો. વાઇ-

રોયને કેટલાંક કાગળો લખ્યાં, પરિણામે, મહારાણીનું વર્ષાસન પુનઃ ચાલુ થયું, પરંતુ તે પોતાના હક્ક તરીકે નહિ પણ મહેરબાનીની રાહેજ. આના બદલામાં તે પત્રકારને દ્રવ્ય અને સુવર્ણ અલંકારની પ્રાપ્તિ થઇ.

*　　*　　*　　*

## 'પત્રિકાની' ની કદર.

સર લેપલ ગ્રીફીન અને મોતી બાબુ વચ્ચે થયલાં કલહને અંગે પારલામેંટના એક સભાસદ મી. ડબલ્યુ. એસ. કીને નીચે મૂજબ શબ્દો ઉચ્ચાર્યાં હતાં કે જે ૧૮૮૯ મે ની પાંચમીના 'પત્રીકા' માં નીચે મૂજબ છે જે તેવાજ રૂપમાં વાંચકો સમક્ષ મૂકવામાં આવે છેઃ—

'The brave Sir Lepel Griffin, who wished to take vengeance on the "Patrika" for its truth-speaking under cover of Government action, has shown even worse want of courage in England. If the article published five weeks ago in the "Universal Review" is based upon falsehood, Sir Lepel could get big damages in our English court. He has, however, made no sign in this direction. His not doing so is a triumph for you. I do not see any fact stated in Mrs. Besant's article which I have not previously read

in the "Patrika." By his silence Sir Lepel admits the truth of the allegations made against him. That being so it is easy to see how hollow were the brave words he used in the letter he wrote to the Government of India which was nearly a year ago, published in England. Newspapers friendly to Sir Lepel told him he ought not to sit quite under such charges as were brought against him, if those charges were not true. His silence is capable of but one interpretation. He did in Bhopal all those things which the "Patrika" charged him with having done and in doing them acted as an enemy to British rule in India through the injustice to the Indian princes which he perpetrated. The cause of the Begum was really the cause of the Indian princes generally and collectively."

Mr. Caine next paid the following compliment to the "Patrika's" patriotism and boldness:-

"I am constrained to add a word or two respecting the "Patrika" which, I hope, your well-known modesty will not cause you to strike out. Indeed, you are bound to let your country-

men know, how the "Patrika" is regarded by an influential class of Englishmen here. The "Patrika" is read by English public men who take an interest in Indian affairs, apart from official utterances. Its fearlessness and yet never unfair way of putting things is greatly appreciated. Even more, however, is it esteemed because of the invariably accurate information it contains. Its defence of the Native Princes, its sturdy opposition to all attempts, open or concealed, to bring the native ruled portions of India under British control, are recognised, and greatly admired. I have heared the remark made that a like course of conduct on the part of Indian papers generally would not only make annexation impossible, but would also safeguard the Princes in their rights and lead to greater liberty of action in Native States than is now enjoyed. I agree with that opinion to some extent. I only object so far as to say that the "Patrika," in my humble judgment, is already doing magnificent service to the Native States generally and to those of Central India in particular. Your paper is recognised as speaking

on the topics it deals with, in a fearless spirit, with absolute honesty, and with such accuracy as proves that nothing is abused in its columns except after investigation and on good grounds. Its genuine humour and undoubted abilities are also greatly appreciated. Long may it continue to flourish; may it in the words of certain ancient scriptures, continue to be a terror to evil doers, and a praise to them that do well."

સર જ્યોર્જ કેંપબેલથી લઇને, તે સર એન્ડ્રુ ફ્રેઝર સુધીના બંગાળાના તમામ હાકેમો (સર રિચાર્ડ ટેમ્પલ અને સ્ટયુર્ટ બેઇલ સિવાયના) 'પત્રીકા' ના કટ્ટા શત્રુ હતાં, પરંતુ બંગાળાનો એકજ હાકેમ, મોતીબાબુનો દીલોજાન દોસ્ત હતો કે જેનું નામ સર એડવર્ડ બેકર હતું. સર ફ્રેઝરને 'પત્રીકા' સાથે શરૂઆતમાં તો સારો બનાવ હતો. પરંતુ જ્યારે મોતીબાબુએ સ્વદેશી ચળવળમાં ભાગ લેવાં માંડયો, ત્યારથી તે 'પત્રીકા' સાંમે છંછેડાયો હતો, અને આ ચળવળમાં ભાગ લેવાં માટે બંગાળાના નામાંકિત દેશભકતો દેશપાર કરવામાં આવ્યા હતાં. સર ફ્રેઝરને પોતાને વતન જવાનું હોવાથી, તે દેશપારીના હુકમો, આગેવાનો સામે બજાવી શકયો નહતો, અને તે અમંગળ કાર્ય, તેના પછીના આવનાર હાકેમ અને મોતીબાબુના

દીલોજાન દોસ્ત સર એડવર્ડ બેકરને માથે આવી પડયું હતું. કેવું ધર્મસંકટ ? એક તરફ પોતાની ફરજ બજાવવાની ત્યારે બીજી બાજુ મિત્રતાનો સંબંધ ? શું કરવું ?

સમયવસાત્ મોતીબાબુને કામસર દેવગઢ જવું પડયું અને આ બાજુ એકાએક બાબુ અશ્વનીકુમાર દત્ત અને બીજા નામાંકિત બંગાળી દેશ ભકતોને પકડી દેશપાર કરી દીધાં. મોતીબાબુએ આ વાત સાંભળી, પોતે હિંમત ન હારતાં પોતાના વારંટની રાહ, ચાતક મેઘની રાહ જુએ તેમ જોવાં લાગ્યાં. પરંતુ ઇશ્વરે જુદુંજ ધાર્યું હતું. દરભંગાના મહારાજા તરફથી મોતીબાબુને પત્રદ્વારા જણાવવામાં આવ્યું કે, તેમણે તરતજ જેમ બને તેમ ત્વરાથી લેફ્ટેનન્ટ ગર્વનરને મળવું. પત્રાનુસાર મોતીબાબુ, સર એડવર્ડ બેકરને મળવાં ગયાં. મોતીબાબુને જોઇ સર એડવર્ડ આનંદમાં આવી ગયાં, મીઠી મશ્કરીઓ શરૂ થઇ. વિનોદી સ્વભાવના મોતીબાબુએ વિનોદમાંજ સર એડવર્ડને પૂછ્યું કે "શું 'પત્રીકા' ના લેખો રાજદ્રોહી છે ! તમારો શો અભિપ્રાય છે ?

સર એડવર્ડ બેકર સાથે થએલી વાતચીતની નોંધ મોતીબાબુની ખાનગી ડાયરીમાંથી નીચે મુજબ મળી આવી છે:—

મેં જ્યારે તેમને (સર એડવર્ડ બેકરને) 'પત્રીકા' ના

લેખો રાજદ્રોહી છે કે કેમ, તે પૂછ્યું ત્યારે તેમણે ખુશ-મીજાજ પણ કટાક્ષમાં જણાવ્યું કે તમારૂં લખાણ અતિ ઉત્તમ છે, હું તમને મારો પ્રમાણીક અભિપ્રાય આપીશ. 'પત્રીકા' ના છેલ્લા બે અંકોમાંના લેખો મારા જેટલાં ધ્યાનથી બીજાં કોઈએ ભાગ્યેજ વાચ્યાં હશે. મારી માન્યતા પ્રમાણે આપની નીતિ, ઈંગ્લાંડના મહાન રાજદ્વારી લોર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલના જેવીજ છે, જયારે પણ લોર્ડ ચર્ચીલ સરકારની ભલી યા બુરી રાજ પદ્ધતિ વિષે લેખો લખે છે, ત્યારે, હંમેશાં તેઓ ત્યાંની સરકારની વિરૂદ્ધ, વિરૂદ્ધ, વિરૂદ્ધજ ઉતરે છે, તેજ રીતી અનુસાર આપ પણ વર્તો છો. આપનું લખાણ ગર્ભીત સૂચના કરે છે કે, અમો યુરોપીઓએ, તમારાં દેશના રાજ કારભારમાંથી જલદી લીલું નાળિએર અને સૂકો ગોળ લઇ, ગાંસડાં પોટલાં બાંધી વિદાય થઇ જવું. 'પત્રીકા' ને સરકાર માંટે બહુજ લાગણી છે. આ સઘળું સર એડવર્ડે, ખુશ મિજાજ અને વિનોદી સ્વભાવથીજ કહ્યું હતું.

મેં જવાબ આપ્યો કે, તમારૂં કહેવું યોગ્ય નથી, આપને હું થોડાજ શબ્દોમાં બતાવીશ કે, આપની માન્યતા ભૂલભરેલી છે, ' પત્રીકામાં ' ઘણાં દોષો છે, પરંતુ તે અક્કલહિન ગધેડાં જેવું તો નથીજ. સરકારના શુભ કાર્યો માટે નિંદા કરવી તે તો ગધેડાનુંજ કાર્ય છે. હમે જેમ

ટીકા કરીએ છીએ, તેમ સરકારના શુભ કાર્યો માટે વખાણ પણ કરી શકીએ છીએ. હમારી કમનશીબ લેખીની ને આપના વખાણ કરવાં કરતાં નિંદા કરવાનો સમય ઘણીવાર આવે છે, અને મારાં વ્હાલાં એડવર્ડ ! આપને હિંદીઓનાં દુઃખનો કદીપણ ખ્યાલ આવે છે ખરો કે ? તમારાં સરખાં તમે હિંદીઓને ગણો છો કે ? તમે તો સમજો છો કે હિંદીઓ તમારાં ગુલામજ છે, તમારાં દરેક હુકમને હમારે તાબે થવું એમંજ તમારૂં માનવું છે. મિત્ર ! કદાચ ભૂલથી હમારાથી તમારી વિરૂદ્ધ કંઈ લખાય તો તમારે ઉદાર હૃદયે અમને ક્ષમા બક્ષવી જોઇએ, પરંતુ તમે તો એમજ નિશ્ચય કર્યો છે કે 'પત્રીકામાં' આવતાં દરેક લખાણો રાજદ્રોહીજ હોય છે, મિત્ર ! તમે ભલે અમને હમારા ગુન્હા માટે શિક્ષા કરો, પરંતુ શિક્ષા કરતાં પહેલાં અમને એટલો તો સમય આપો કે છેલ્લી ઘડીએ અમે અમારૂં વીલ તો કરવાં શક્તિવાન થઈએ ? મોતીબાબુના છેલ્લા શબ્દોથી બંગાળાના હાકેમનું અંતઃકરણ પીગળી ગયું, તેનો ચ્હેરો નિસ્તેજ થઇ ગયો, તે દ્રવીત હૃદયે બોલ્યો કે-વર્ષો થયાં 'પત્રીકા' ના અભ્યાસથીજ મારા વિચારો પલટાયા છે. હસતાં હસતાં તે નામદાર બોલ્યાં કે, એક તો શું પણ દશ વિલ થાય એટલો સમય હું આપને આપીશ, આપ મુંઝાશો નહિ. મોતીબાબુએ કહ્યું કે આપ

અધિકારી છો, જ્યારે હમે પત્રકાર છીએ, પરંતુ જો આપ આપની પક્ષપાતિ નીતિ ત્યજી દેશો તો 'પત્રીકા' તમે ધારો છો એટલું તો અક્કલહીન નથી કે ટીકાજ કર્યા કરે.

ગુણગ્રાહી ગર્વનરે તરતજ મોતીબાબુ તથા સુરેન્દ્રનાથ બેનરજીના નામો ગુન્હેગારોની ટીપમાંથી કાઢી નાંખ્યાં. વાંચકો ! ગર્વનર જેવાં જોખમદાર અધિકારી સાથે આટલી છુટ અને હિંમતથી વાત કરનાર ભાગ્યેજ કોઈ પત્રકાર ભારતવર્ષમાં હશે ? સિવાય કે મ. ગાંધીજી.

*　　　*　　　*　　　*

## લોર્ડ કારમાઇકલ.

હિંદુસ્તાનમાં થઇ ગએલાં આટલાં બધાં ગર્વનરોમાં આપણે લોર્ડ કારમાઇકલને એક દીલસોઝ હાકેમ તરીકે ગણીશું. બાબુ મોતીલાલ ઘોષ વિષે તેના હૃદયમાં બહુજ ઉચ્ચ અભિપ્રાય હતો. તેના પ્રથમનાં બે વર્ષના રાજ્ય કાર્યભારમાં, તેને જેટલો મોતીબાબુ પર વિશ્વાસ હતો. તેટલો ભાગ્યેજ બીજા કોઇપર હશે. મદ્રાસથી કલકતે પોતાના ઓદ્ધાનો ચાર્જ લેવાં જ્યારે તેઓ કલકતે આવ્યાં ત્યારે તરતજ તેણે મોતીબાબુને બોલાવી બે કલાક સુધી વાતચીત કરી. મોતીબાબુ એ બંગાળીઓની હાડમારી તથા તેઓની માંગણીનું વર્ણન, એવાં તો અસરકારક શબ્દોમાં કર્યું કે તુરતજ તે ભલાં અમલદારનું હૃદય પીગળી ગયું.

મોતીબાબુએ કહ્યું કે, જો આપને બંગાળીઓના મધ્યમાં સ્થાન મેળવવું હોય, તેઓની ચાહના પ્રાપ્ત કરવી હોય તો, બંગાળામાં બે સુધારા તો જરૂરજ કરશો.

૧ લો–લોકોની આરોગ્યતા જાળવવા માટે ચાંપતા ઇલાજો લેવાં, અને તેને માટે, તે ખાતાના અમલદારો ઉપર સખત દેખરેખ રાખવી.

૨ જો–પોલીસને બરાબર દાબમાં રાખવી.

લોર્ડ કારમાઇલે ઉત્તર આપ્યો કે, તમારી માંગણીઓ મારાથી બનશે તેટલી ઝડપથી અમલમાં લાવીશ. થોડા સમય રહ્યા બાદ, તે ભલાં ગવર્નર દારજીલીંગ ગયાં, ત્યારે મોતી બાબુએ તેમના સેક્રેટરી મી. ગુરલે સાથે તે નામદારપર એક પત્ર લખી મોકલાવ્યો, અને તેમની ખુશ ખબર પૂછાવી, જેના પ્રત્યુત્તરમાં તે નામદાર તરફથી નીચે મુજબ પત્ર મોતીબાબુને મળ્યો કે જે વાંચકોની જાણ માટે નીચે પ્રસીદ્ધ કરવામાં આવે છેઃ—

GOVERNMENT HOUSE,
Darjeeling
18 May, 1912.

*Dear Mr. Moti Lal Ghose,*

Mr. Gourlay showed me a letter he had got from you about a fortnight ago, which interested and pleased me very much. I did not

write to you at the time as I was very busy, and there was no real need to do so. But I hope you will forgive my trespassing on your time for a few minutes now.

I want to tell you that I shall always be more than grateful to you, if you directly or indirectly let me know of anything to which you think I ought to attend. I dare say I shall often learn of such things from the Amrita Bazar Patrika, I have done so already. I am sincerely anxious to help any one who is trying to make Bengal a happier place for its people to live in. I know that many people must be disappointed with me, for I know I shall never be able to do as much as many people expect: they may even be angry with me; I shan't blame them, for people ought to expect more than is possible from every one put in authority; it is only by doing so that they are able gradually to get what is possible; and in the case of a governor it is often I fancy only because he is blamed that he is able to get others whose advice he must often listen to even

when sometimes he least trusts it to agree to try things he thinks worth trying. But I do want to do all I can and that all must be greater or less according as those who know where the need lies tell me what they know. I do not suppose that even if a governor came here full of local knowledge instead of coming here as I do ignorant of even the language of my neighbours he could do a tenth part of what he would like to do. There are many things to hamper one. Possibly it is right that for the present they should be there: until they are removed the march of progress must seem slow; especially is this the case in things to do with self-government and even with education or anything that depends for the most part on how men think. In every country men who realise what is good for their fellows have to fret and fret waiting for those who would benefit the most if they only knew it to realise the truth, and over and over again those who know what is best and want to take it have to take not even the second best or the third best but something which is hardly good at all.

because their poor-short sighted neighbours can't see clearly. There are some things I hope which a governor may fairly insist on doing when he sees his way, but in many things the most he can do and probably that is often better than what he would like to do is to try and persuade people to look at things from a different standpoint from what they have done. My great desire while here is that I may be able to lead all I can to widen their out-look and to look ahead as far as they can. But I won't waste your time only thank you for your kind message and hope you are still getting stronger. Gourlay says he does not think you are likely to come up here but if you do I hope you will let me know that we may meet. In any case though I hope we may meet in Calcutta.

Yours very sincerely,
Carmichael.

આ પત્રપરથી વાંચકો જોઈ શકશે, કે તે નામદારના હૃદયમાં બંગાળા માટે કેટલી ભારે લાગણી હતી. પરંતુ બંગાળાનાં કમનશીબે તે ઘણુંજ થોડું કરી શક્યા.

એક તો પૈસાની તંગાસ, અને બીજું તેના હાથ નીચેના અમલદારોએ જાણવા છતાં પણ બંગાળાની પરિસ્થિતિ તે નામદારને બરાબર જણાવી નહિ.

ગમે તેમ હોય પણ લોર્ડ કારમાઈકલે બંગાળાની આરોગ્ય સુધારણાનું કાર્ય પ્રથમ હાથપર ધર્યું. ઉનાળાના ત્રણ માસ દરમ્યાન બંગાળામાં સખત તાપ પડે છે અને તે સમયે, ત્યાં સ્વચ્છ પાણી પણ મળતું નથી. મોતી બાબુએ સૂચના કરી કે, સરકારે ડીસ્ટ્રીકટ બોર્ડ મારફત, કૂવા અને તળાવો ખોદાવવાં; તરતજ લોર્ડ કારમાઇકલે દારજીલીંગમાં પ્રજાના આગેવાન પ્રતિનીધીઓની એક સભા બોલાવી કેટલીક મસલત ચલાવી.

લોર્ડ કારમાઈકલે વાઈસરોયને ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડને પબ્લીક વર્કસ સેસના નાણા પાછા આપવામાં માટે સખત તાકીદ કરી, કારણકે આ નાણામાંથી પાણીનો બંદોબસ્ત કરવાનો હતો. જો બંગાળાના ગામડાઓ પાણીના દુઃખમાંથી મૂક્ત થયાં હોય તો તે લોર્ડ કારમાઇકલનેજ આભારી છે. તે નામદારને મોતી બાબુ માટે કેટલી લાગણી હતી તે નીચેના બે દાખલાપરથી જણાશે:—

ઇ. સ. ૧૯૧૨ માં મદ્રાસમાં મળેલી ઈમ્પીરીયલ સેનીટરી કોન્ફરન્સમાં બંગાળ સરકારના પ્રતીનીધી તરીકે મોતી બાબુને મોકલવામાં આવ્યાં હતાં. મોતી બાબુએ, પરિષદના

સભાસદોની સુસ્તી ઉડાડી દીધી, ગરીબ ગામડાઓને છોડી, મોટાં શહેરો કે જે પોતાની સગવડો, પોતાની જાતે કરી શકે, તેના ઉદય માટે શક્તિનો ખોટો વ્યય કરવા માટે સખત વિરોધ દર્શાવ્યો. અને તેજ દિવસથી સેનીટરી ખાતું ગામડાઓ તરફ પુરતું લક્ષ આપે છે.

બીજો દાખલો—આસામના એડમીનીસ્ટ્રેશન ખટપટ વખતે હિંદી સરકારે ' અમૃતબજાર પત્રીકા ' પાસે રૂા. પાંચ હજારની જામીનગીરી માંગી. લોર્ડ કારમાઇકલ વિરૂધ પડયાં, પરંતુ આખરે પોતાના અંતઃકરણ વિરૂધ આ હુકમ બજાવવો પડયો. લોર્ડ કારમાઇકલે ત્યાર પછી બે વખત ' પત્રીકાને ' તેની જામીગીરી પાછા આપવા લોર્ડ હારડીંગને વિનવ્યાં, પરંતુ સર રેજીનોલ્ડ ક્રેડોકના પેટમાં ચૂંક ચાલી. બંગાળામાંના એકઝીકયુટીવ કાઉન્સીલના વડા સભ્ય મી. લ્યોને ' પત્રીકાની ' પાંચ હજારની જામીનગીરી જપ્ત કરવાનો બે વખત પ્રયાસ કર્યો પણ લોર્ડ કારમાઇકલના રક્ષણને લીધે તે મહાશય ન ફાવ્યાં, તે નજ ફાવ્યાં.

*　　*　　*　　*

## મોતી બાબુનું આદર્શ ચરિત્ર.

બાબુ મોતીલાલ ઘોષ ભારતવર્ષના એક આદર્શ વ્યકતી હતાં. કૂંભકર્ણની નિંદ્રામાં ઘોરતી ભારતની

પ્રજાને જાગૃત કરવામાં, બીજા દેશ નેતાઓ કરતાં મોતીબાબુએ ઓછી સેવા બજાવી નથી. એમના પ્રત્યેક લેખોએ પ્રજાના અંતકરણમાં વીરતા ઉત્પન્ન કરી છે. એમના દરેક લેખો વીરતા અને હાસ્યરસથી ભરપુર છે, એમના ભાષણોથી માનવસમૂહ ગાજી ઉઠતો, પ્રજાના હૃદયો, એમના શબ્દબાણથી વિંધાઇ જતાં. મોતીબાબુના 'સ્વદેશી' ચળવળના લેખોએ પ્રજાના હૃદય ઉપર ઘણીજ ગંભીર અસર કરી હતી. દેશમાં ચાલતી દરેક ચળવળ તરફ તેઓ હંમેશા તીક્ષ્ણ નજરથી જોતાં, અને ક્યાં, શું બને છે, તેનાથી વાકેફ રહેતાં. તેઓ પોતાના સ્વર્ગસ્થ બંધુની માફક ઘણુંજ સાદું જીવન ગાળતાં. જો તેઓ ધારત તો વડી ધારા સભામાં જઇ શકત પરંતુ તેમનું ધ્યેય તો પ્રજા સેવામાંજ હતું. તેમનું ખાનગી જીવન નિષ્કલંક છે, તેઓ 'શ્રી ચૈતન્યના' ચુસ્ત અનુયાયી હતાં.

* * * *

## મોતી બાબુ, અને અધિકારીઓ.

પોતાના સ્ટાફના માણસોમાં, અને અધિકારીઓમાં મોતી બાબુ, દીલસોઝ અને પ્રમાણીક વ્યક્તી થઇ પડયાં હતાં, પરંતુ સરકારના તો અડંગ ટીકાકાર હતાં, આમ છતાં, પણ સરકારનો ચોકસવર્ગ તેમના પ્રત્યે કરડી નજરથી જોતો, ત્યારે મોટો ભાગ માનની દ્રષ્ટિએ નિહાળતો

હતો, છતાંએ મોતી બાબુનો જોખમદાર અધિકારીઓમાં સારો લાગવગ હતો. લોર્ડ કર્ઝન જેવા વાઇસરોયને પણ 'પત્રીકા' માટે ઉંચ અભિપ્રાય હતો, અને તેઓ હંમેશા કહેતાં કે 'પત્રીકા' એક સ્વતંત્ર પત્ર છે.

મોતીબાબુ, લોર્ડ કર્ઝન સાથે પ્રત્યક્ષ વાત કરવા ભાગ્યશાળી થયાં ન હતાં. લોર્ડ કર્ઝને ઘણુંજ થોડાં રાજા મહારાજાઓને મૂલાકાત આપી હશે. કલકતા હાઇકોર્ટના જડજ મી. ચંદ્રમાધ્ય ઘોઝ જ્યારે લોર્ડ કર્ઝનને મલ્યાં ત્યારે, તેઓ અઠડી પડયાં હતાં અને એ અઠડાઅઠડી પછી કોઇ પણ દિવસે મી. ચંદ્રમાધ્યે સરકારી બંગલે પગ મૂકયો ન હતો.

એક સમયે લોર્ડ કર્ઝને, મોતીબાબુને પોતાને બંગલે બોલાવ્યાં હતાં. વાઇસરોય સાહેબ મોતીબાબુ જેવાં હિંદી પત્રકાર સાથે રૂબરૂ વાત કરે તો કદાચ તેમની ડીગ્રી ઘટી જાય, તેથી તેમણે મોતીબાબુને પોતાના સેક્રેટરી સાથે જુદા હોલમાં પોતાની બેઠકથી માત્ર થોડાજ વારને છેટે બેસાડયાં. વચમાં અંતરાય માત્ર એક પડદાનોજ હતો. અરસપરસ સંદેશા, પત્રદ્વારા અથવા તો શબ્દોમાં ચાલવાં લાગ્યાં. લોર્ડ કર્ઝને જ્યારે મોતીબાબુને છેલ્લાં બે પ્રશ્નો પૂછ્યાં, ત્યારે મોતીબાબુએ નીચે મૂજબ તેમને ઉત્તર આપ્યો.

૧ લું—આપ નામદારે પ્રથમ તો પૂર્વ બંગાળાનાં હિંદુ મૂસલમાન નેતાઓ પ્રતી જુદાઇ ગણવી નહિ, તેમજ મૈમનશિંગના મહારાજા તરફ માનની નજરે જોવું.

૨ જું—આપ નામદાર કદાચ બંગાળાના ભાગલા પાડશો તો તેના નિભાવને માટે પૈસા મેળવવા તદન અસંભવિત થઈ પડશે.

લોર્ડ કર્ઝને મોતીબાબુની બીજી સૂચનાના જવાબમાં જણાવ્યું કે, પૈસા સંબંધી શંકા તમે ન લાવો. મારી સરકાર પાસે પૈસો છે.

લોર્ડ કર્ઝને મોતીબાબુની સૂચનાને ન ગણકારી અને બંગાળાના ભાગલા પોતાની આપખુદ સત્તાથી કર્યા, જેનું પરિણામ શું આવ્યું તે વાંચકોને વિદિત છે.

* * * *

## લોર્ડ મિન્ટો.

પ્રથમ મિલન થતાંજ લોર્ડ મીન્ટો મોતી બાબુપર મોહી પડ્યો હતો. મોતી બાબુના તેજસ્વી વદને, અને પુષ્પ સમાન શબ્દોએ લોર્ડ મિન્ટોનું હૃદય ચોરી લીધું હતું. જ્યારે જ્યારે લોર્ડ મિન્ટો દેશહિતના સવાલોમાં ગુંચવાઇ જતો, ત્યારે મોતી બાબુને બોલાવી પોતાની ગુંચવણનો નિકાલ આણતો. મોતી બાબુપર મોહાંધ થવાનું કારણ તો એ હતું કે પ્રીન્સ ઓફ વેલ્સ ( હાલના શહેનશાહ ) જ્યારે

હિંદમાં પધાર્યા ત્યારે તેણે મોતી બાબુને પોતાની મૂલાકાત આપી હતી. વળી તે નામદારના ખાનગી સેક્રેટરી મી. ડનલોપ સ્મીથ મોતી બાબુના ખાસ મિત્ર હતા. જ્યારે બંગાળામાં રાજ્યને ઉથલાવી પાડનારી હિલચાલ શરૂ થઇ, અને તેને અંગે જ્યારે દમનનિતિનો કોરડો શરૂ થયો, ત્યારે લોર્ડ મિન્ટોને મોતી બાબુની સલાહ ઘણી અગત્યની થઇ પડી હતી. લોર્ડ મીન્ટો ઘણોજ ભલો અને પ્રમાણીક માણુસ હતો. હિંદીઓ તરફ તેની સંપૂર્ણ સહાનુભૂતી હતી, તોપણ ઘણીજ દીલગીરી સાથે લખવું પડે છે કે ‘ સીડીશન મીટીંગ એક્ટ, ’ ‘ પ્રેસ એક્ટ ’ જેવાં ભયંકર કાયદાઓ તેનાજ રાજકારભારને આભારી છે, કે જેણે આ દેશની વાચા, અને લેખીની ઉપર ભારે અંકુશ મૂકયો છે.

લોર્ડ મિન્ટો જ્યારે પ્રથમ મોતી બાબુને મળ્યાં ત્યારે તેમણે તે નામદાર સમક્ષ બંગાળામાંના ભાગલા રદ કરવાનો પ્રશ્ન ખડો કર્યો, કારણકે બંગાળીઓને તે શુળ ઘણુંજ સાલતું હતું. પ્રથમ તો લોર્ડ મિન્ટો મહાશયે મોતી બાબુના સવાલને મચક ન આપી. મોતી બાબુ બીજી વખત તે નામદારને મળ્યાં, અને કહયું કે હું એક પ્લાન આપને રચી આપું અને જો આપ નામદાર તે પ્લાન મંજુર કરાવો, તો આ દેશના લોકો આપનાં ઉપર આશીરવાદની વૃષ્ટી વરસાવશે, અને આપ નામદારની સરકારનો

પણ મોભો જળવાશે. લોર્ડ મિન્ટોના હૃદયમાં પ્રભુ વશ્યાં, તેણે કબુલ કર્યું, મોતી બાબુએ પોતાનો પ્લાન તે નામદારને શબ્દોમાં સમજાવ્યો, કે જે નીચે પ્રમાણે હતો:—

"બંગાળા, બિહાર, અને ઓરીસા, ગવર્નરની દેખરેખ નીચે રાખવાં, અને આસામ પ્રાંત માટે એક કમીશનરની નિમણુંક કરી, તેની ઉપર બંગાળામાંની ગવર્નરની એકઝીક્યુટીવ પાવરની રૂએ દેખરેખ રાખવી, પણ ન્યાય, અને કારોબારી કાર્યો માટે, આ સામે સિંધપ્રાંતની માફક વર્તવું."

લોર્ડ મિન્ટોને આ પ્લાન પસંદ પડયો. તે નામદારે મોતી બાબુને પ્લાન ઘડી કાઢવા કહયું. પ્લાન ઘડવા માટે ઈન્ડીયન એસોસીએશન હોલમાં એક કમીટી બેઠી, ચર્ચા ચાલી, આખરે પ્લાન ઘડાયો, અને હિંદી સરકારપર મોકલવામાં આવ્યો. હિંદી ધારાસભામાં તે પ્લાન રજુ થયો, કેટલાક સભ્યો વિરૂધ પડયા, પણ મોતી બાબુના દીલોજાન દોસ્ત મી. ડનલોપ સ્મીથે તેઓને સમજાવી બેસાડી દીધાં અને આખરે, ધારાસભામાંથી તે પ્લાન પાસ થયો, અને સ્ટેટ સેક્રેટરી ઉપર મોકલવામાં આવ્યો. પારલામેંટના અભિપ્રાય માટે, તે પ્લાન સ્ટેટ સેક્રેટરીએ રજુ કર્યો, પણ મી. હેનરી કોટન તેની વિરૂધ પડયાં, અને દલીલો કરી. દિવસો સુધી પારલામેંટમાં તકરારો ચાલી, અને આખરે બહુમતીથી પારલામેંટમાં તે ખરડો ઉડી ગયો.

જ્યારે રૂટરે આ શોકજનક સમાચાર હિંદમાં મોકલાવ્યાં ત્યારે મોતી બાબુના હૃદયને વજ્રસમ આઘાત પહોંચ્યો, તેઓ તરતજ મી. ડનલોપસ્મીથ પાસે ગયાં, અને કહ્યું કે બંગાળનો આગેવાન કોણ છે ? સર હેનરી કોટન કે નિયત કરેલી કમેટી ? શું એક ખાનગી સભાસદની ભૂલનો ભોગ બંગાળા થશે ? તમે સ્ટેટ સેક્રેટરીને પાછી અરજ કરો. મી. ડનલોપે મોતી બાબુને ઘણીજ ધીરજ આપી અને કહ્યું કે હિંદી સરકારથી હવે સ્ટેટ સેક્રેટરીપર દબાણ થાય નહિ, અને હવે કંઇપણ શુકરવાર વળવાનો નથી, છતાં એ આશામ માટે હું એક લેફ્ટનંટ ગર્વનર યા તો કમીશનર નીમવા માટે લડત ચલાવીશ, અને તમારી મહેનત વ્યર્થ ન જવા દેતાં તેને સફળ કરવાં મારાથી બનતું કરીશ.

   

## મી. બી. ફુલર.

લોર્ડ મીન્ટોના સમયમાં મી. બી. ફુલર નામનો એક અંગ્રેજ પૂર્વ બંગાળામાં લે. ગવર્નરનો ઓધ્ધો ભોગવતો હતો. તેનું નાંક એવું સુવાળું હતું કે તેને ત્યાં ફીતુરી ચળવળનીજ ગંધ આવ્યાં કરતી. તે ગંધના પ્રભાવથી તેણે પૂર્વ બંગાળામાં પોતાનો લોખંડી પંજો અજમાવવા માંડયો. લોર્ડ મીન્ટો પણ તેનાથી કંટાળી ગયાં હતાં. એક સમયે,

મોતી બાબુએ સમય જોઇ ઉપલા અમલદારના કારભારનાં ગુણો લોર્ડ મીન્ટો સમક્ષ ગાયાં. મોતી બાબુએ કહ્યું કે મારે એક લે. ગર્વનરના કારભારની વિરૂદ્ધ આપ સમક્ષ બોલવું તો ન જોઇએ, પરંતુ તેનું કારભારૂં એવું છે કે જે તમારા પવિત્ર રાજકારભારને હંમેશને માટે કલંકીત કરતું જાય છે. આપ તેની ઉપરનું લેશ માત્ર પણ અંકુશ મૂકતાં નથી તેથી આપના પવિત્ર નામની આગળ કોઈ ન ધારેલું વિશેષણ લાગવાનો મને ભય રહે છે. મારે તમને કહેવું જોઇએ કે, આપ તેને ઓફીશીઅલ ચેતવણી ન આપો, પરંતુ એક ખાનગી પત્ર લખી તેનું લક્ષ ખેંચશો, તો તે વધારે ઉત્તમ થઈ પડશે. લોર્ડ મીન્ટોને આ યુક્તિ ઠીક લાગી. તેમણે એક ખાનગી પત્રદ્વારા મી. ફુલરનું ધ્યાન ખેંચ્યું. પરંતુ સત્તાના મદમાં ફુલાઇ ગએલાં ફુલરના હૃદયેપર પત્રની કંઈ અસર થઈ નહિ પરંતુ વાઇશરોયના કાગળથી તેના મગજમાં ઘઉંના લોટનું ભૂસું ભરાઈ ગયું. તેણે સામો વાઇસરોય લોર્ડ મીન્ટોને ઉત્તર વાળ્યો કે, જો તમે મારાં કારભારની આડે આવવાં માંગતાં હો તો મારે માટે બીજો કોઇ ઉપાય ન રહેતાં, રાજીનામું આપ્યેજ છુટેછેડા કરવાં પડશે.

મી. ફુલરના પત્રની વાત મી. સ્મીથ કે જે મોતીબાબુના દીલોજાન દોસ્ત થતાં હતાં, તેમણે મોતીબાબુને કરી.

આવા ઉદ્ધત જવાબને મી. સ્મીથે તદન અવિચારી ગણ્યો. ગમે તેમ, પણ આવા અમલદારને હવે ખસેડવોજ જોઇએ. લોર્ડ મીન્ટોના હૃદયમાં મી. ફુલરના પત્રે વેરનું સ્થાન લીધું.

થોડા સમય વિત્યા બાદ, મી. ફુલરે કલકત્તા યુનીવરસીટીને જણાવ્યું કે સહરાગંજ કોલેજમાં, સ્વદેશી ચળવળમાં રસ લેતાં કોઇ પણ શીક્ષક યા શિષ્યને દાખલ કરવો નહિ. કલકત્તા યુનીવરસીટીએ રોકડો જવાબ આપ્યો કે, તેમ નહિ બનશે. યુનીવરસીટીના આવા જવાબથી નિરાશ થઇ, તેણે લોર્ડ મીન્ટોની સહાય માંગી, મીન્ટોએ પણ યુનીવરસીટીના જવાબને ટેકો આપ્યો, અને મી. ફુલરની માંગણી ન સ્વીકારી. મી. ફુલરનો પિત્તો ઉકળી ગયો અને ક્રોધાવેશમાં તેણે પોતાની જગ્યાનું રાજીનામુ આપી દીધું. ટાઢે પાણીએજ ખશ ગઇ. રાજીનામું, લોર્ડ મીન્ટોએ ઘણીજ ખુશીથી સ્વીકાર્યું. પૂર્વ બંગાળા, એક લોખંડી પંજામાંથી આડકત્રી રીતેજ વગર મહેનતે મૂકત થયું.

*　　*　　*　　*

## લોર્ડ હારડીંજ.

લોર્ડ મીન્ટોના પછી વાઇસરપદ પર લોર્ડ હારડીંજ આવ્યાં. કલકત્તાની હવા તેમને માફક ન આવી. હિંદનું પાયતખ્ત જે તે વેળા કલકત્તામાં હતું તેને ફેરવી દિલ્હી લઇ

જવા તે નામદારે ઠરાવ કર્યો. મોતીબાબુએ લોર્ડ હાર્ડીંજની મૂલાકાત લીધી. વીશ મીનીટ વાત કરી. મોતીબાબુએ પાયતખ્ત ન ફેરવવાં લોર્ડ હાર્ડીંજને સમજાવ્યાં લોર્ડ હારડીંજે જણાવ્યું કે, બંગાળા, એ બળવાખોર પ્રદેશ હોવાથી શહેનશાહતનું પાયતખ્ત અત્રે રાખવું એ હાનિકારક છે. મોતીબાબુએ હારડીંજને તેમ ન કરવાં ઘણુંએ વિનવ્યાં પરંતુ હારડીંજ સાહેબના મગજમાં વહેમ ભરાયેલો તે કેમે ન નિકલ્યો. તે નામદાર રાજીખુશીથી દિલ્હી ગયાં ત્યારથીજ હિંદનું પાયતખ્ત, કલકત્તાને બદલે દિલ્હી થયું છે.

લોર્ડ હારડીંજને મળવા પ્રસંગ જ્યારે તેમને બીજી વખત મળ્યો, ત્યારે મોતી બાબુએ કહયું કે હિંદીઓ રાજના કારભારીઓ તરફથી માનને પાત્ર છે, છતાં પણ તેઓના તરફ ( હિંદીઓના ) બહુજ સખ્તાઇથી વર્તવામાં આવે છે. દાખલા તરીકે—દરભંગા નરેશ તરફથી ઉત્તેજન પામેલી અખિલ ભારતવર્ષીય પરિષદને સી. બેકરે છુંદી નાંખી.

* * * *

## વાઇસરોયનો દિલસોજ ઉત્તર.

તે નામદારે મોતી બાબુના ઉપલા પ્રશ્નનો ઉત્તર આપતાં જણાવ્યું કે હું તમારી આ વાત સાંભળી અજાયબ થાઉં છું, એને માટે હું મારાથી બનતું કરીશ. લોર્ડ હારડીંજે કહયું કેઃ—“ **આખા એશીયામાં હિંદુસ્તાનજ એવો દેશ છે કે, જયારે અંગ્રેજો પ્રથમ હિંદમાં આવ્યા ત્યારે હિંદીઓએજ**

તેમને ( અંગ્રેજોને ) પુરતી મદદ આપી હતી. હિંદીઓ પાસેજ કળા, કૌશલ્ય, વિજ્ઞાન હતું અને તે ઘણુંજ ઉન્નત હતું. અને હાલના રાજકરતાઓ તે સંસ્થાઓનું અદ્યાપિ રક્ષણ કરે છે. ”

ક્ષણવારમાંજ તે નામદારે વાત ફેરવી; અને મોતી બાબુને પૂછયું કે, બંગાળાના ઉંચકૂળના નૌજુવાનો, રાજનૈતિક કાર્યોમાં ડખલગીરી કરે છે, તેઓની સાથે કઇ રીતે વર્તવું ? જરા સમજાવશો ? વાંચકોએ ધ્યાનમાં લેવાનું છે કે, આ સમયે એક રાજદવારી ધાડના કેશમાં, બંગાળાના કેટલાંક કેળવાએલાં યુવાનો સપડાયાં હતાં, અને તે કેશ કલકત્તા હાઈકોર્ટના જડજ સર હેરેન્સ જેન્કીનશન સમક્ષ ચાલતો હતો. મોતીબાબુએ તે સમયે 'પત્રીકા'માં એક આરટીકલ લખી ચેતવણી આપી હતી, કે રાજદવારી મૂકદમામાં સડોવાએલાં યુવાનોને ક્ષમા આપી છોડી મૂકવાં કે જેથી તેઓને ભવિષ્યમાં સુધરવાનો સમય મળે. આ લેખ પ્રતી લોર્ડ હારડીંજનું લક્ષ ખેંચાયું હતું. તે નામદારે મોતીબાબુને કહયું કે આ નૌયુવાનો એ માતૃભૂમીની ખરી સેવા કરવાને આ કાર્ય કર્યું હોત, તો હું જરૂર તેઓને છોડી મૂકતે; પરંતુ તેઓ સાધારણ ગુન્હેગારો છે, અને તેઓએ પોતાના અંગત સ્વાર્થવશ થઇ પોતાના દેશબંધુઓને લુંટયા છે, અને તેથી તેઓ સખત સજાને પામ્યા છે.

મોતી બાબુએ વાઇસરોયને ડંગ કરનારો જવાબ આપ્યો કે, જે જવાબની આશા વાઇસરોયે રાખીજ ન હશે. મોતી બાબુએ કહયું કે,

નામદાર ! આ યુવાનોને આપ કઈ સજા ધારો છો ? દશ વરસની સખત સજા કરવી છે કે, તેઓના સામાજીક જીવનને કચડી નાંખવું છે ? જો આપ નામદાર તે કમનશીબ યુવાનોને જેલમાં મોકલશો તો તેઓ પાછાં તો આવશેજ અને જેલમાંથી નીકળ્યા બાદ તેઓના હૃદયો અતિ કઠણ બની જશે. પરંતુ તેમના મિત્રો, સગાંસંબંધીઓ, દેશબંધુઓ વગેરે તેમને એમ કહેશે કે, તમોએ, તમારા કૂળને લજાવ્યું છે, સદાને માટે કલંકીત કર્યું છે, અને જયારે આ શબ્દો તેમના હૃદયપટપર પડશે ત્યારે આ સજા તેમને જેલની સજા કરતાં પણ વધારે સખત થઇ પડશે. મોતી બાબુએ વાઇસરોયને આ યુવાનોને માફી બક્ષવા અતિ કરૂણાજનક અપીલ કરી કહ્યું કે— આપ એકવાર યુવાનોને છોડી દઈ તેમને સુધરવાનો ચાન્સ આપો, તમારાં આ નેક કાર્ય બદલ ભારત માતાના પુત્રો તમારી ઉપર આફ્રીન થઇ જશે, તમને ભલી દૂવા આપી નવાજશે. ભલા વાઇસરોયનું અંતઃકરણ પીગળ્યું, તે ક્ષણીક વિચારમાં પડી ગયાં, અને જવાબ આપ્યો કે, “ આપે

અને જે કંઇ કહયું છે કે તેમાં જુસ્સાની લાગણી છે, હું આને માટે વિચાર કરીશ. ”

ત્યારબાદ તે નામદારે સર. એસ. પી. સિંહા સાથે આ બાબતસર મસલત ચલાવી. સિંહાએ પણ મોતી બાબુના જેવોજ ઉત્તર આપ્યો.

મોતી બાબુની સખત મહેનત ફળી. તે યુવાનો કે જેની સંખ્યા લગભગ બારેકની હતી, તેઓને ચેતવણી આપી છોડી દેવામાં આવ્યાં, કે જો ફરી આવું કૃત્ય કરશો તો સખતમાં સખત સજાને પાત્ર થશો. છુટી આવેલાં નૌજુવાનો પૈકી કોઇએ પણ એવું કાર્ય ફરી કર્યું નથી.

ભારતવર્ષના મહાન પત્રકાર, પવિત્ર વીર દેશનાયક બાબુ મોતીલાલ ઘોષના અવસાનથી બંગાળાનેજ નહિ પરંતુ સમસ્ત ભારતવર્ષને ભારે ફટકો લાગ્યો છે. મોતી બાબુને છેલ્લાં બે વર્ષોથી કફજ્વરનો વ્યાધિ લાગુ પડયો હતો, અને એજ દૃષ્ટ વ્યાધિ આખરે એમના પ્રાણ હરનારો થઇ પડયો. ભાદરવા શુદ ૧૪ ( અનંત ચતુર્દશી ) તા. ૫ સપટેમ્બર ૧૯૨૨ ને મંગળવારે ચઢતા પહોરે ૧૧–૩૦ એમનો આત્મા આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરી ગયો, અને તે પરમકૃપાળુ પરમાત્માના દરબારમાં ભારતની માંગણીઓનો ન્યાય મેળવવા તે કીરતારની પાસે ખડો થયો.

સોમવારે, જ્યારે એમની સ્થિતિ બારીક થઇ પડી ત્યારે તેમણે કુટુંબના માણસો તથા 'પત્રીકાના' હાલના તંત્રી જે તેમના પુત્ર સમાન છે તેમને પોતાની સમક્ષ તેડાવ્યાં, અને છેવટની આશીશ આપી; પોતાનો છેલ્લો સંદેશો નીચે પ્રમાણે કહ્યો:—

*　　*　　*　　*

## અંતઘડીની અભિલાષ.

" મારી જન્મભૂમિની કશીજ સેવા કરી શકયો નથી; એ વિચારથી મારૂં અંતઃકરણ દ્રવિત થાય છે. આ ક્ષણભંગુર સંસારમાંથી પ્રમાણ કરતાં, મારાં અંતરમાં એક આશા હું લેતો જાઉં: છું કે જે કામ, અમે વયોવૃદ્ધ ન કરી શકયા, તે કાર્ય મારી માતૃભૂમિના, અમારાં કરતાં વધુ સુપાત્ર એવી નવીન પ્રજા પરિપૂર્ણ કરશે. આ નાશવંત શરીરનો ત્યાગ કર્યા પછી પણ મારો આત્મા ભારતમાતાની પ્રવૃત્તિ અવલોકતો રહેશે. માતૃભૂમિના પ્રત્યેક ભકતોને મારી છેલ્લી આશીષ છે. આ ગંભીર સમયે, મોતની સામે હું પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે, હે દયાધન ! મારા દેશબંધુઓને, આ સ્વાતંત્ર્ય યુદ્ધ પાર ઉતારવાની શક્તિ આપજે. "

આટલું કહયાં બાદ મોતી બાબુના શરીરમાંથી આત્માની

જ્યોતિ અદ્રશ્ય થવા લાગી, અને આખરે બુઝાઇ ગઈ. મોતી બાબુ સંપૂર્ણ શાંતિમાં મૃત્યુવશ થયાં હતાં.

એમના મૃતદેહને સુગંધિત પૂષ્પોથી શણુગારવામાં આવ્યો હતો. મહાસભા સમિતિએ પણ પુષ્પોનાં ગુચ્છો મોકલાવ્યાં હતાં જે તેમના હૃદયપટપર મૂકવામાં આવ્યાં હતાં. તેમના કપાળ ઉપર સુગંધીત ચંદનથી ' શ્રીહરિ ' એવાં શબ્દો લખ્યાં હતાં. જ્યારે મોતી બાબુના મૃત-શરીરને અગ્નિદાહ કરવા માટે પવિત્ર ગંગા નદીના કીનારા પર લઈ જવામાં આવ્યું, ત્યારે તેમને છેવટનું માન આપવા હજારો માણસો સાથે આવ્યાં હતાં. જેમાં કેટલાંક અંગ્રેજો પણ હતાં. મૃત્યુ સમયે તેમની વય ૭૭ વર્ષની હતી. ભારતવર્ષનો હિંમતવાન, નિડર અને પ્રતાપી દેશભક્ત આવી રીતે સ્વર્ગે સીધાવ્યો.

આશાના અમરવૃક્ષની છાયામાં મોતી બાબુએ બહુ સહન કર્યું. તેમની રમુજી અને સ્વતંત્ર લેખનીએ સમસ્ત ભારત વશ કર્યું હતું. તેમના લેખોમાંથી પુષ્પ અને અને મોતીના ઝરણાં ઝરતાં.

તેજસ્વી દીપકની પ્રભા તો સર્વત્ર ફેલાય છે, પણ નિર્મળ મણીઓમાંજ તે પ્રકાશ ઝીલવાની શક્તિ હોય છે. મોતી બાબુના રમુજી લેખનો પ્રભાવ, પવિત્ર હૃદયોપર

પડતો હતો. એમના લેખોના શબ્દેશબ્દમાંથી સ્વતંત્ર-તાના ઝરણો વરસતાં, અને સ્વતંત્રતા શબ્દોમાંથી નીકળેલી સ્વરાજના તેજસ્વી દીપકની જ્યોતીમાંજ પોતાની જીંદગી પૂર્ણ કરી. અમૃત માતાનો આ વીર પુત્ર ૧૯૭૮ ના ભાદ-રવા સુદ ૧૪ તા. ૫-૯-૧૯૨૨ ને દિવસે સ્વર્ગવાસી થયો. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો. )

શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# પુર્ણાહુતિ.

## લગ્નબંધન.

જ્યારે મોતી બાબુ બાવીશ વર્ષના થયાં ત્યારે ઢાકાના ફોઝદારી સીરસ્તેદાર બાબુ હરણચંદ્ર સરકારની પુત્રી શ્રીમતી નિસ્તરીણી સાથે તેમના લગ્ન કરવામાં આવ્યાં. જેઓએ આ લગ્ન પ્રસંગમાં ભાગ લીધો હતો તેઓ કહેતાં કે અમારી આખી જીંદગીમાં આથી વધારે સ્વરૂપવાન અને પ્રભાવશાળી યુવક જોયો નથી. મોતી બાબુ યુવાવસ્થામાં અતિ સુંદર દેખાતાં હતાં. મધ્યમ કદ, સાધારણ બાંધો, સુદ્રઢ અવયવો, ઘટાદાર ચહેરો, ભવ્ય લલાટ, અને ગંભીર વિચારને દર્શાવતી ઉંડી રેખાઓ, હરકોઇ વ્યક્તિનું હ્રદય આકર્ષવાને બસ હતાં.

આ ઉપરાંત મોતી બાબુના સ્વરૂપમાં મોહભરી મિઠાશ હતી, અને તેઓ સંગીતના બહુ શોખીન હતાં. જુવાનીમાં તેઓ ધ્રુવપદ અને ખ્યાલ ઘણા મોહભર્યા સુરથી ગાઇ શકતા. જ્યારે તેઓ ભગવાન શ્રીકૃષ્ણ સંબધી ભક્તિના પદ બોલતાં ત્યારે તેઓ પોતાના બુલંદ અવાજથી સાંભળનારના હ્રદય ઉપર સારી છાપ બેસાડતાં. પદ બોલતાં બોલતાં, એમની આંખોમાંથી અશ્રુધારા વહેતી.

*　　*　　*　　*

## ગૃહ—જીવન.

મોતી બાબુ આદર્શ ગૃહીણી મેળવવા ભાગ્યશાળી થયાં હતાં. જીવનની છેલ્લી ઘડી સુધી પોતાની અડગ અર્ધાંગના તરીકે તેણીએ પોતાની ફરજો અદા કરી હતી.

શ્રીમતી નિસ્તરીણી, મોતી બાબુની પ્રેમાળ જીવનસંખી હતી. મોતી બાબુની માંદગીમાં તેણીએ કરેલી પતિસેવા હિંદુ સંસારમાં સતીઓની પતિભક્તિની બરાબરી કરી શકે તેમ છે. મોતી બાબુને માત્ર એકજ સંતાન થયું હતું. તેમની એકની એકજ પુત્રી, તેનાં ત્રણ પુત્રો અને એ પુત્રી સાથે મોતી બાબુ સાથેજ રહેતા હતા, અને મોતી બાબુનો જમાઇ જે ધનાઢ્ય દત્ત કુટુંબનો યુવક હતો તે શ્વસુરની માંદગીમાં, જેસોરમાં આવેલી તેમની મીલ્કતની વ્યવસ્થા કરતો હતો. ૧૮૭૧ માં મોતી બાબુ તેમના બીજા બંધુઓ સાથે કલકત્તામાં રહેવાં આવ્યાં. પત્રીકાની શરૂઆત કરી ત્યારે તે પત્ર સાપ્તાહીક રાખવામાં આવ્યું હતું. અને અર્ધ બંગાળી અને અર્ધ ઇંગ્રેજી ભાષામાં તે પ્રસીદ્ધ થતું. જ્યેષ્ઠ બંધુઓની દેખરેખ નીચે યુવાન મોતીલાલે પત્રીકામાં અંગ્રેજી લેખો લખવા શરૂ કર્યા. ૧૮૭૮ માં વર્નાક્યુલર પ્રેસ એક્ટ પસાર થયો. ઘોષ બંધુઓએ પત્રીકાને અંગ્રેજીમાં ફેરવી નાંખી દૈનિક કર્યું, અને આ સઘળી તૈયારી માત્ર એકજ રાતમાં કરી નાંખી; કારણકે અંગ્રેજી પેપરને કાયદો લાગુ પડતો નહતો.

મેલેરીયાના ઉપદ્રવને કારણે પત્રીકાના સંચાલકોને પોતાનું વતન તજી કલકત્તામાં આવવું પડયું હતું. અત્રે પત્રીકાનો પ્રચાર વધ્યો, અને પત્રિકાની ઓફીસમાં લોકો ઉભરાવા લાગ્યા. સમર્થ વિચારકો અને વિદ્વાન માણસો પત્રીકા માટે તાજી નવીન ખબરો લાવતાં, અને આ કારણે સેંકડો પુસ્તકો વાંચતાં જે લાભ ઘોષ બંધુઓ ન મેળવી શકયા તે લાભ જુદા જુદા વિચારના મનુષ્યોના સમાગમમાં આવવાથી મેળવી શક્યાં. આ વિદ્વાન પુરૂષોમાં, ડબલ્યુ. સી. બેનરજી, મનમોહન ઘોષ, આનંદ મોહન બોઝ, જતિંદ્ર મોહન ટાગોર, વગેરે બીજા ઘણાં વિદ્વાન પુરૂષો હતાં.

મોતી બાબુ તથા તેમનું કુટુંબ બ્રહ્મો સમાજના સિદ્ધાંતોથી આકર્ષાયાં હતાં; પરંતુ થોડા સમયમાંજ તેઓ જોઇ શક્યાં કે માત્ર ધાર્મીક જ્ઞાનમાંજ નહિ પરંતુ ધાર્મીક કર્મમાં માનુષીકતા સંપૂર્ણ થાય છે. દૈવીપ્રેમથી પ્રેરાઇ મોતી બાબુએ પોતાના દુઃખી દેશબંધુઓના દુઃખ ફીટાડવાનું માથે લીધું અને સરકારની રહેમ કે રોષની દરકાર રાખ્યા શિવાય સરકારના તૂમાખી અધિકારીઓનાં અન્યાયી લાગતાં કર્તવ્યો સામે નીડરપણે ટીકા કરી હતી. જીવ દયા એ તેમનું મુખ્ય સુત્ર હતું અને પોતાના દેશબંધુઓ તરફના પ્રેમ અને દયાને લીધે તેઓ નિઃસ્વાર્થ સેવા કરવાને પ્રેરાયા હતા.

* * * *

## કોલેજ છોડયા પછી.

મોતી બાબુ કોલેજની પ્રાથમીક પરીક્ષા પછી આગળ અભ્યાસ કરી શકયા નહિ. કૃષ્ણગઢ કોલેજમાં એમને કોલેજના છાત્રાલયમાં રહેવું પડતું હતું. પ્રાથમીક પરિક્ષામાં તેઓ બેઠા ન હતાં. બીજા વિદ્યાર્થીઓની માફક મોતી બાબુને પરિક્ષા ગમતી નહતી અને તેઓ ઘણી વખત કહેતા કેઃ—**પરિક્ષાઓ દેશના યુવકોનું લોહી ચૂસી લે છે.** મોતી બાબુ ભર ઉંઘમાં પડયાં હોય ત્યાં પણ પરિક્ષાનુ ભુત એમને ડરાવતું હતું. યુવાવસ્થામાં એમણે બહુ વાંચ્યું નહતું, અને બીજાઓ વધારે વાંચે તે એમને ગમતું નહિ.

* * * *

## શિક્ષક તરીકે.

મોતી બાબુ એક બીન અનુભવી યુવક જ્યારે હતાં ત્યારે નાણાની તંગીને લીધે એમને અભ્યાસ છોડવો પડયો હતો, અને ખુલનાં જીલ્લાના પીલજંગ નામના ગામની એક શાળામાં હેડમાસ્તર તરીકે નોકરી સ્વીકારી હતી. એમના યશસ્વી જીવનની આ રીતે શરૂઆત થઇ. જેઓએ દુનીયાના મહાન પુરૂષોનાં જીવનવૃત્તાંત વાંચ્યાં હશે, તેઓને ખબર હશે કે આ મહાન પુરૂષોમાંથી ઘણાંખરાંએ શિક્ષક તરીકે પોતાના જીવનની શરૂઆત કરી છે. મોતી બાબુ શિક્ષક તરીકે ઘણી ભારે ફતેહ મેળવી શકયાં હતાં. સ્વ-

ભાવે શાંત અને નમ્ર હોવા છતાં બીજાએ પોતાના હુકમને તાબે થવું જોઇએ એવી સત્તાવાળી વૃત્તિ મોતી બાબુમાં દેખાઇ આવતી. પોતાના સિદ્ધાંતોમાં તેઓ ઘણા મક્કમ રહેતાં અને સાધારણ રીતે સમજાવવાનું કામ ઘણું કઠણ થઇ પડતું. પોતાની સાથે દલીલમાં ઉતરનાર માણસ એમને ગમતો નહિ.

* * * *

## અમૃત પ્રવાહિની.

મોતી બાબુ વીલજંગ વધુ સમય ન રહી શકયાં કારણ કે ત્યાં એમની પ્રકૃતિ વધુ બગડી. આ સમયે એમના જ્યેષ્ઠ ભ્રાતા શિશિરકુમાર શાળાના ઇન્સ્પેકટર હતા. ત્યાર બાદ શિશિર કુમાર ઈનકમટેકસના ડે. કલેકટર થયા હતા અને સૌથી મોટા ભાઇ વસંતકુમાર ' અમૃત પ્રવાહીની ' નામનું પત્ર બંગાળી ભાષાંમાં કાઢતાં. પત્રમાં સ્હાય આપવા માટે વસંતકુમારે પોતાના નાના ભાઈઓને કહ્યું અને વડીલ બંધુની આજ્ઞાને માન આપી તેઓ ઉત્સાહભેર બહાર આવ્યાં, પણ કમનશીબે 'અમૃત પ્રવાહીનીનુ'' આયુષ્ય ટુંકું નીવડયું અને બાબુ વસંતકુમારના અવસાન થતાં તે મરણ શરણ થયું.

* * * *

## જાહેર જીવનની શરૂઆત.

અઢાર વર્ષની નાની વયમાંથીજ મોતી બાબુના જાહેર જીવનની શરૂઆત થઇ. આ સમયે મોતી બાબુ સ્વભાવે શાંત અને નમ્ર હતા, છતાં તેઓ બુદ્ધિહિણ તો ન જ હતાં. પત્રીકાની શરૂઆતમાંજ તેના તંત્રી અને ચાલકો સામે અપમાનના આરોપ માટે કેશ માંડવામાં આવ્યો હતો. મોતી બાબુને આ કેશમાં તાજ તરફના સાક્ષી તરીકે રજુ કરવામાં આવ્યાં હતાં. સરકારી પક્ષને એમની જુબાની ઉપરથી એવો પુરાવો મેળવવાનો હતો કે પત્રીકાના તંત્રી શિશિરકુમાર હતાં અને જે લેખ માટે કેશ માંડવામાં આવ્યો હતો તે લેખ શિશિર બાબુએજ લખ્યો હતો. આ કેશમાં મોતી બાબુને જણાવ્યું પડયું હતું કે પ્રેસના પ્રોપાયટર એમના કાકા હતા. મેજીસ્ટ્રેટે મોતી બાબુને પૂછયું કે પત્રીકાનો તંત્રી કોણ છે?

મોતીબાબુ—પત્રીકા એ પ્રજાનું પત્ર છે.

મેજીસ્ટ્રેટ—એ કેમ બની શકે? આગલા કેશમાં તમે જણાવી ગયાં કે પત્રીકા તમારા કાકાનું છે અને હવે તમે કહો છો કે તે પ્રજાનું છે. તમે જુઠું બોલો છો અને હું તમને જુઠું બોલવાં માટે ગુન્હેગાર ઠરાવીશ.

મોતીબાબુ—સાહેબ? આપ ભૂલો છો. મારી પહેલી જુબા-

નીમાં મેં જણાવ્યું હતું કે મારા કાકા પ્રેસના માલીક છે, પેપરના નહિ. પ્રેસ અને પેપર બે નિરાળી વસ્તુ છે.

મેજીસ્ટ્રેટ સાહેબનું મગજ હાથથી ગયું અને તેણે પૂછયું, ત્યારે પત્રીકાનો તંત્રી કોણ ?

મોતીબાબુ—સાહેબ ? પત્રીકા થોડી મુદત થયાંજ બહાર પડે છે તેથી એના તંત્રી તરીકે કોની નીમણુંક કરવી તેનો હજી નિર્ણય કરવામાં આવ્યો નથી.

મેજીસ્ટ્રેટ—લોકો શીશીરકુમારને તંત્રી તરીકે નથી ગણતાં ?

મોતીબાબુ—હા તેઓ ગણે છે ખરા કારણકે તેઓ એમ માને છે કે શીશીરકુમાર ઘણું સારૂં લખી શકે છે.

મેજીસ્ટ્રેટ—તમે ધારો છો કે શિશિરકુમાર અંગ્રેજી ઘણું સારૂં લખી શકે છે ?

મોતી બાબુ—હા. ઘણું સારૂં લખી શકે છે અને ઘણાં ભારે પગાર આનારા સીવીલીયનો કરતાં પણ ઘણું સારૂં લખી શકે છે.

મેજીસ્ટ્રેટ સાહેબને ગુસ્સે થવાને આટલી ટીકા બસ હતી. મેજીસ્ટ્રેટે લેખ લખનારનું નામ કઢાવવા ઘણાં ફાંફાં માર્યાં પણ બધાં નકામાં ગયાં. મોતી બાબુ વિજયી નીવડયાં.

મોતી બાબુ પ્રાતઃકાળમાં વહેલા ઉઠી નિત્ય નિયમથી

પરવારી ' પત્રીકાના ' કામમાંજ આખો દિવસ ગાળતાં. ફરવાનો અને સ્નાન કરવાનો એમને ઘણો શોખ હતો, અને સ્નાન કરતાં પંહેલાં તેલનું મર્દન કરવાની ભલા-પણુ તે પોતાના યુરોપીયન દોસ્તોને પણ કરતાં. 'પત્રીકાની' ઓફીસમાં સાંજના પાંચ વાગ્યા સુધી લેખો લખતાં. કામના અતિ દબાણુ છતાં પણુ દુઃખી જીવ તેમની સ્હાય કે સલાહ લેવાં આવતાં તો તેઓ તેમના તરફ ઘણી બારીકીથી લક્ષ આપતાં અને બને તો મદદ પણુ કરતાં તે. શ્રીમંત નહતાં. એમને ન હતાં વ્યસન કે ન હતો એશાઆરામ. સાદાઇ એમના જીવનનો મુખ્ય સિદ્ધાંત હતો. સંધ્યાનો સમય તેઓ હંમેશા ગંગાના પવિત્ર કિનારે ગાળતાં. ગંગા નદીનો પવિત્ર કિનારો એમનું રમ્ય સ્થળ હતું.

કલત્તાની બહાર જતાં ત્યાં તેઓ ઘણાં મનુષ્યોને પોતાની મૃદુ વાણીથી પોતાના મિત્રો બનાવી દેતા. નાના બાળકો સાથે ઘણી ગમ્મત કરતાં, અને આવા નિર્દોષ આનંદમાં ભાગ લેવાં માટે પોતાને ભાગ્યશાળી સમજતાં. ૧૯૧૧-૧૨ માં જગન્નનાથ પુરીમાં ગયા હતાં. આ સમયે તેમનું વય ૬૫ વરસનું હતું છતાં હમેશા સમુદ્રમાં સ્નાન કરવાને ચૂકતાં નહિ. પુરીમાં એમને પેટનું દર્દ લાગુ પડયું હતું, અને એજ દરદે એમનો પ્રાણુ આખરે લીધો.

સોની નાથુભાઈ પરશોત્તમદાસ.

# સર્વ કોમોપયોગી–

સોના, ચાંદી, તથા ઝવેરાતના ફેશનેબલ દાગીના બના-
વનાર, તથા વેચનાર. સ્ત્રી, પુરૂષો, અને બાળકોનો

# સુંદર શણગાર.

અમારી દુકાને કાંઈ નવુંજ જોશો.

પ્રમાણીકપણું એ અમારો મુદ્રાલેખ છે.

એક ફેરો તો જરૂર મારશોજી.

ઠે. ચૌટાના પુલ ઉપર
બરોડા બેંકની બાજુમાં

સુરત.

આ નામથી કોણ અજાણ્યું હશે !

# ધનરાજ જે. પરમાર.

**દાગીના.**

બંગડી, હાર, નેકલેશ, છેડા, સાંકળી, વીંટીઓ, અને બીજાં તરેહ, તરેહના મશીન પોલીશના દાગીના, જોઇ જરૂર તમો સંતોષ પામશો.

**મોટરનો સામાન.**

પેટ્રોલ, ટાયર, ટ્યુબ્સ, કારબાઇડ, ગ્રીસ, ઓઇલ, હોર્ન અને દરેક જાતનો મોટરનો સામાન મોટાં જથામાં હંમેશાં તૈયાર.

જાતજાતનાં નાના મોટાં, હાથનાં તથા ખીસાનાં અને દીવાલના ઘડીઆળો, પ્રાયમસ, તથા તેને લગતો દરેક જાતનો સામાન," તૈયાર મળશે. એક વખત અમારી દુકાનની મૂલાકાત લેવા ખાસ ભલામણ કરીએ છીએ.

એશીઆટીક પેટ્રોલીઅમ કુ. ના
સુરત જીલ્લાના એકલા એજંટ—

**ધનરાજ જે. પરમાર.**

કણપીઠ—સુરત.